# ભોલી જાન

અથવા

## ધનનું ધ્યાન.

(નાટક ૩ અંકી.)

ઇંગ્રેજીમાં નામાંકિત ખુસિકાલ્ટના કરેલા

"કોલીન બાન"

ઉપરથી

પારસીઓને લાગુ પાડીને

રચનાર

કેખુશરો નવરોજજી કાબરાજી.



મુંબઈ:
મ્હા. રૂ. રાણીનાના યુનિયન પ્રેસમાં છાપ્યોછે.

૧૮૮૭.

# ભોલી જાન

## અથવા

# ધનનું ધાન.



## નાટક પાત્ર.

જાંહગીર, બખત્યારજીના ખાનદાનનો નબીરો.
બહમન.
એદલ અંકલેસરિયો.
તેહમુલદારૂ.
હોજો.
ભુલ્યો (ખારવો.)
બેહરામજી ડાકુઠી.
વસંતરામ ઈનસ્પેકટર.
શ્યાવક્ષા.
કાવસશાહ.
ધનજીશાહ.
બાઈઆઈ, બખત્યારજીના જાંહગીરની મા.
શીરીન.
ધન (ભોલીજાન.)
જીવી (ભુલ્યાની મા.)

ચાકરો, સિપાહીઓ, રામજણીઓ, ઇત્યાદી.



૨૯૩૨

# ભોલી જાન

અથવા

# ધનનું ધાન.

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

સુરત. તાપતીના કિનારા ઉપર નાનપરાંનો ઓવારો. બખત્યારજીની હવેલીની બાહારનો ભાગ. એક બાજુએ હવેલી, અને બીજી બાજુએ દરવાજો જેની વચેથી નદીના ઓવારા ઉપરથી હેઠલ ઉતરી જવાની સીહડી. વચમાં બાગ. સામી પારે ભાઠું ગામ. રાતનો વખત. ચંદની. ભુલ્યો ઓવારા ઉપરથી ચહડીને ગાતો ગાતો આવેછે.

બેહાગ—ઠુમરી.

ભુલ્યો—ટીણકી હોડી નદીપર દોડી જેમ જેમ દેછાઈની ઘોડી,
હાંકી હું જાવું જલમાં જેમ ટટવાંની જોડી૰ ટીણકી.
થાલી ઝાલી પાણીપર તેમ વણ હાલી તે સાલી મારી ગાલ્લી
વ્હાલી રૂમઝુમ રમતી રૂપવંતિ મુજ સોડી૰ ટીણકી૰
પાણી છપછપાટ કાપતી પવન વેગી જાય છડછડાટ છીધી
તીર જેમ રામબાણથી સોડી૰ ટીણકી૰

(જાંહગીર આવેછે.)

જાંહગીર—(હલુસે) ભુલ્યા, તું છે કે ?

ભુલ્યો—જી છાબ. સુંજ તો. જોવની હું સું કે કોઈ બીજો !

**જાંહગીર**—હોડી તૈયાર છે ?

**ભુલ્યો**—તેયાર ! પેલા ટેકડા પસાડી છંતાડી રાખેલી.

**જાંહગીર**—ધન કેમ છે ? આજે મને યાદ કીધોછ કે ?

**ભુલ્યો**—જાદ પુસોસ ? આ કાગદ આપેલું. (કાગળ શોધેછે) રાત દિવછ બસારીને તું વણ કરાર ક્યાં સે ? જો, ભાઇ, પેલો ભાડાં ભણી દીવો દીઠેલો ?

**જાંહગીર**—હા. એ મારી ધનના ઝુપડાંની બત્તી છે.

**ભુલ્યો**—એ દીવા કને બસારી ધન છારી રાત બેઠીને આણીકા તારી બારીમાં બતી બળે તે જોયા કરતીસે.

**જાંહગીર**—મારી પનોતી ધન ! ભુલ્યા તું મજાગૃત રેહજે. બધાં ઉંઘશે તેવો આ બારીમાંનો મારો દીવો બુજાસે અને તે મારા આવવાની સીગનલ.

**ભુલ્યો**—(સ્વગત) એ પેલું કાગદ કેણીકા મુકાયલું; (શોધેછે.)

(બહમન આવેછે.)

**બહમન**—જાંહગીર, એ કોણ સાથ વાત કરેછ ?

**જાંહગીર**—એ તો ભુલ્યો છે, મારો વિશ્વાસુ બારવો.

**બહમન**—નકરો તારો ભૂત ! તારો ઓલાજ !

**ભુલ્યો**—હે ? હું જો શેટનો ઓળો હોવું તો શેટ મારા છ઼ઓ લંગડા હોય. છરોવરના છોટા જેવા શોભતા શેટનો હું ઓળો વળી ખોડા હોવું ?

**બહમન**—મારી મતલબ કે તું તારા શેઠની પુઠ છોડતોજ નથી.

**જાંહગીર**—નહી. એ મને ને હું એને કદી નથી છોડવાનો. એની ગરીબ મા જીવી મારી દાસી છે. દસ વર્ષ ઉપર એ એક જુવાન ગબરૂ છોકરો હતો. અમે સાથે રમતા હતા. એક દહાડે ગુસાનો માર્યો મેં એને મારી અગાસી ઉપરથી નીચેના ઓવારાપર ફેંકી દીધો તે દહાડથી બિચારો સદાનો ખોડો થયો તે મારે લીધે.

**ભુલ્યો**—જોજે હંને ? તેમાં સું ? મારા શેટ પર હું મારો જીવ કાઢી લાખતોસું. અરે બહમન, ભાઈ તું સું જાણતોસું ? જે ટાણે હું મરવા સુટેલો, તે ટાણે મારા સેઠે સ સ મહીના સુધી મારી કેવી સાકરી કીધેલી. મારા બિસાના આગલથી જરા ખસેરે ? તો જરા નહી

બકેલો. ને મારા ઉપર બોર બોર જેવડાં આંછુ પાડેલાં. બાપર સે! તે દીથી મારૂં ધડ નાનું ને નાનું થતું સાયલું, પણ મારૂં દાલ મારા છેટને વાછતે મોટું ને મોટું રહેલું. હઉવે!

જાંહગીર—ડાહ્યો ના થા! હવે જા, ભુલ્યા.

ભુલ્યો—આ સાયલો. છાબ મેરબાન.

(ઓવારા ઉપરથી નદીમાં ઉતરીને જાયછે.)

**બહમન**—જાંહગીર, હું એક વાત પુછું? મને ખરેખરૂં કેહ કે શીરીનને પરણવાનો તું ઉમેદવાર છે?

**જાંહગીર**—એ પુછવાનું શું કારણ?

**બહમન**—કાંકે આપણે બે સગા છીયે, અને શીરીનના પ્યારમાં કદાચ હરીફ થઇ પડીયે. તું જાણેછ કે શીરીન જેમ તારી માસાની દીકરી તેમ મારી કાકાની દીકરી છે. હું તો એક મુસાફર ભાઈ છું. મારા લશકરી નોકરીના ધંધાને સર આજે અંહી ને કાલે ક્યાં છું. મારી લાંબી ગેરહાજરીમાં મોટા ફેરફારો થઇ ગયા. શીરીનનાં માતબર માબાપ મરી ગયાં, તારા બાપ બખ્તયારજીના બરજોરજી ગુજરી ગયા, અને શીરીન તેની બાપીકી દોલત સાથ તારાં વીધવા માતાજી બાઈઆઈના આશ્રય તલે રહીછ. મારી શીરીન અંહી રહીછ તેથીજ હું તેને બાસદતે મળવા આવનારો પીતરાઇ પણ આજ એક મહીનો થયો તારી આ સુંદર હવેલીમાં ઉતારાનો આશ્રય પામ્યો અને તારા માતાજીની મેહરબાનગી ભરેલી મેમાનદારીને હું નસીબવાન થયો. વાસ્તે જેમ તારા ઉપરના મારાં હેતાનથી તેમજ શીરીન ઉપરનાં મારાં હેતથી હું માગુંછ કે શીરીન વિષેનો તારો વિચાર મને ખરેખરો જણાવ. (બાઇઆઇ આવેછે.)

**જાંહગીર**—બહમન, મારો ખરેખરો જવાબ છુપો છે. શીરીન સાથની મારી સગાઇ વિષે તું મને પુછેછ——

**બાઇઆઇ**—(વચે નીકલી આવીને) અને તેનો જવાબ હું આપુંછ.

**જાંહગીર**—(સ્વગત) મારાં માય! ક્યાંથી?

**બાઇઆઇ**—ભાઇ બહમન, હું જાણુંછ કે મારી શીરીન ઉપર તેં તારાં દીલમાં કાંઈ ઉમેદ બાંધીછ, પણ તે ફોકટ છે. શીરીન સાથ તો મારા દીકરાનું નકી ગોઠવી રાખેલું છે.

**બહમન**—તેમ હોય તો મુબારક! પણ બેઅદબી માફ કરો તો પુછુંજી કે જાંહગીર ઉપર શું શીરીનની ખરેખરી ખુશી છે?

**બાઈઆઈ**—જો મારો ઘેરશોભિત સપૂત! કોઈબી છોકરી એને જોય તો પછી પરણવા સારૂ પુછેબી કે?

**બહમન**—પણ હું કાંઈ છોકરી નથી વાસતે હું પુછી રાકુંછ કે તમારી કાંઈ ભુલ તો નથી?

**જાંહગીર**—બચીત મારાં માયની ભુલ છે. હું જાણુંછ કે શીરીનને મારી રતિભારબી દરકાર નથી. મારા કરતાં તો એ પુતલીને બહમન વધારે પસંદ છે.

**બાઈઆઈ**—નહી, નહી. તે નહી બનશે. બહમન, તુને અમસો પોતીકો જાણી ખરેખરો ભેદ કહુંછ. મારા બેહેસ્તી બરજોરજી પોતાના ખોટા ખરચેથી બખ્તારજીના ખાનદાનની બાપીકી જાગીર એદલજી અંકલેસરિયાને ગીરવી મુકી ગયાછ. શીરીન પાસે દોલત છે ને જાંહગીર સાથ એને પરણાવી તેની દોલતથી આ મારો વાડી વજીફો કરજના બોજામાંથી છોડવીશું. શીરીન ને જાંહગીર બચપણથી સાથે ઉધરેલાં છે વાસતે અજાણઓને પરણાવીયે તેઓ વચે જે નવો પ્યાર બંધાય તે——

**જાંહગીર**—મુગાં રહો માયજી, હું બધું જાણુંછ. પ્યાર વગર પરણવું ખોટું, પછી તે પ્યાર તમે નવો કે જુનો કહો. એદલ અંકલેસરિયાના કબજામાંથી આપણી મીલકત છોડવવાની તો ખરી, પણ અગર શીરીન આખા સુરત શેહરને પોતાના ખીસામાં લઈ ફરશે તોપણ તેના પ્યાર વગર હું તેને પરણવાનો નથી.

**બાઈઆઈ**—જોયું બખ્તારજીનું ખાનદાની લોહી!

**જાંહગીર**—બહમન, તારો પ્યાર શીરીન પર હોય તો પરણજે. શીરીન તુને મુબારક છે! (શીરીન આવેછે.)

**શીરીન**—શું? શું મુબારક છે?

**જાંહગીર**—શીરીન, હું તુને ખરેખરૂં કહું. બહમનને——

**બાઈઆઈ**—જાંહગીર! જાંહગીર! ચુપ રેહ.

**શીરીન**—કાંય માસી? બિચારાને બોલતો અટકાવોછ કાંય! બોલરે જાંગલા!

**જાંહગીર**—આપણો બહમન—— (એક ચાકર આવેછે.)

**ચાકર**—બાઇસાહેબ, એદલ અંકલેસરિયો મળવા આવ્યોછ.

**બાઇઆઇ**—આત્યારે! રાતની વખતે! બોલાવ તેને! (ચાકર જાયછે.) એ પાપ કયાંથી આવ્યું? મુવો ખરો નહી પણ ગામડિયો ભરૂચો! એકમારગી ભરૂચાઓના આબરૂદાર નામને મુવો એબ લગાડુ! મુવાની સાકરિયા જીભમાં સોમલ છે, ને ગરીબ ગેટાંનાં ચામડાંમાં નાતરસ વરૂ છે.

**જાંહગીર**—સાહુકાર કોચીનો! અડધો વેપારી પણ પુરો જુગારી!

**શીરીન**—હું ઓળખુંછ મુવા ચોરને. મને તો એ કીચલમાંના લેવટાને જોતાંજ બીહીક લાગેછ. માસી, મુવાને તમેજ રાખ મીઠું દેજો તેટલાં અમે લોકો અંહી નદીપર ચંદની ધોરીયેછ. ચાલ બહમન. જાંગુ, તુંબી અમારી સાથે આવ.

**જાંહગીર**—જેનાથી તમે બીહોછ તેની આગળ માયને હું એકલાં કેમ રાખું? શીરીન, બહમન, જાવો, ફરી આવો.

**બાઇઆઇ**—વારૂ જોવો, દુર ના જતાં. (બહમન અને શીરીન જાયછે.) જાંહગીર, તું શીરીનને એની સાથ છુટી ફરવા ના દે.

**જાંહગીર**—હું ખરાં દીલથી ચાહુંછ કે તેઓ એકેકને દીલોજાનીથી પસંદ કરે ને પરણીને સુખી થાય. (એદલ ચાકર સાથ આવેછે.)

**એદલ**—ભલે મયલાં! આ એક ગરીબડાની ભેટ કબૂલ રાખો. થોડા ભરૂચી ગુંદરપાખ તમારે વાસ્તે લાયવોછું.

**બાઇઆઇ**—નહીજી, માફ કરો. મારા વર બેહસ્તી થવા પછી હું કોઇનું કાંઈ રાખતી નથી.

**એદલ**—ના, ના, રાખો. એ કાંઈ તમારે વરે નથી. એ તો ભાઇને વરે છે. તાડના દારામાં ભાઇને જરા ગુંદરપાખ ખવડાવો કે મજખને તરી થાય. મારા સમ લેવો. મારૂં લોહી પીયે, મારૂં ચારમનું બોટું ખાય, જો નઇ લેવો તો.

**બાઇઆઇ**—(ચાકરને) લઈજા બા, રાખ. (ચાકર લઇ જાયછે.) ભરૂચા ભાઈની બોંહોંસ આગળ આપણ સુરતવાલાંઓનું નહી ચાલે.

**એદલ**—(સ્વગત) વારે! તારો ઠસ્સો! નરી નવાબ સાબની બેગમ!

**બાઇઆઇ**—એદલજી શેઠ, કાંઈ આત્યારે તસ્દી લીધી? કાંઈ રાતે આવવું પડયું?

**એદલ**— આજી. મારી ગરજે આયવોછું. રાતે આવવાની બેઅદબી તો થઈ, પણ જેવારે પેટપર સાપ આવી પયડો તેવારે——

**બાઇઆઇ**—પણ છે શું ?

**એદલ**—ભીડને લીધે આત ચપટીમાં આવી પયડોછ.

**બાઇઆઇ**—વારૂ પછી ?

**એદલ**—એંસી અજાર રૂપીયા મને કાલને કાલ ભરવા જોઇયે. કાલે જો નઇ ભયરા તો ભાઠાંની મારી મોટી જમીન મારા આતમાંથી જાય. તમારી મદદ ઓય તો ઉં તે રૂપીયા ભરૂં.

**બાઇઆઇ**— મારી મદદ ? શી રીતે ?

**એદલ**—બાઇ, તમે તો વિસરભોલાં બઉ ! તમારી જાગીર પર મારો ગીરવીનો અક છે તેની મુદત ગીઆ મેર મઇનામાં પુરી થઈ.

**બાઇઆઇ**—તે આવતે મહીને અમે છોડવીશું.

**એદલ**—કાલને કાલ આપો તો કેવું ? મને તો એંસી અજાર કાલેજ જોઇયે. કાલેબી આપવાના ને આવતે મઇનેબી આપવાના.

**બાઇઆઇ**—પણ મારાથી એટલું જલદી કરજ અપાશે નહી.

**એદલ**—ને મઇનો રઇને કાંથી આપસો ? બેઅદબી માફ છે, પણ તમે તો શીરીનબાઇનો આઇતો પૈસાપર કોઇતું મારવાની રા જોવોછો——

**જાંહગીર**—એદલજી, બોલો તે તપાશીને બોલો. તમોને શી સત્તા કે——

**બાઈઆઈ**—જાંહગીર, જાંહગીર, થંડો થા. હમણા તો જરા પેલી ગમ જઇને બેસ. (જાંહગીર પછવાડે જાયછે.)

**એદલ**—બેઠીબાપ ઉછાછબો ! પણ બાઈ, તમે એવી આશામાં છો કે જાંગીરશા શીરીનબાઇને પણશે અને તેના પૈસાથી તમારી જાગીર મને મારગેજ છે તે છોડવશો, પણ તેમ નથી થવાનું. સુજમાં રેશો, સુજમાં.

**બાઇઆઇ**—કેમ વારૂ ? તમે વધારે જાણો કે હું ?

**એદલ**—બેઅદબી માફ છે પણ તમે કાંઈ નથી જાણતાં. જાંગીરશાને શીરીનબાઈ ભાવતી નથી ને જો ભાવતી ઓય તો બૈરી કરવાની જાંગીરશાની રીત દુનિયાંથી ઉલટીજ છે.

**બાઇઆઇ**—એટલે ? તમે ભેદમાં એ શું બકોછ ?

**એદલ**—મેં કહ્યું તે ખરૂં છે. જાંગીરશા બચારો ફયસો છે બીજી પોઠીના પ્યારમાં. એ એના વચે બેઠીબાપ એવો ફયસો છે કે તમોનેબી ફસાવસે અને સાથે મનેબી મારશે.

**બાઈઆઈ**—તદન જુદી વાત છે.

**એદલ**—દાદાર ઓરમજ કરેને એ વાત જુદી હોય. પણ પેલી ભાડાંના કિનારા પર બતી બળેછ તે જોઈ? તમારા દીકરાનો ડોલો તે તાં પેડેલો છે, સમયજાં? તમારી શીરીનબાઈ જો જાણે કેની કે જેને તેવડુ પણવાનાં છે તે ભાઈ તો તમે બધાં ઊંઘમાં પયડાં કે રોજ રાતે ઘેરમાંથી સટ્ટીને પેલી સાંમેની માસુખને મળવા નદી પાર કરી જાયછે તો એજ બચારી શીરીનબાઈ એજ નદીમાં નખાવી દે.

**બાઈઆઈ**—અફસોસ! ત્યારે શીરીનને પરણવાની જાંહગીરની આનાકાનીનો ખરો ભેદ તો કેથો એ છે! અરેરે! જાંહગીર, અકલ કેમ ગુમાવેછ! ને તેબી વળી કેવે બારીક વખતે!

**એદલ**—હુંબી તેજ કેતોતે, પાકી

**બાઈઆઈ**—એ ગામડિયણનો ખ્યાલ એને છોડવો પડશે.

**એદલ**—કેમ જાયણું? જામીનગીરી શી? બાઈઆઈ, મને તો કાલને કાલ મારા એંસી અજાર રૂપીયા અપાવો, યા નહિતો કે જાંગીરભાઈ સાથ પરણીને પૈસા ભરવા સારૂ શીરીનબાઈની સઈ અપાવો.

**બાઈઆઈ**—તે એટલું જલદી કદી નહી બનશે. એદલજી, તમે અમારો નાશ કરશો.

**એદલ**—તારે શું હું મારો નાશ કરૂં?

**બાઈઆઈ**—તમે જાણોછ કે મારીથી એકદમ રૂપીયા અપાવાના નથી, વાસ્તે તમે મને ખામખા સતાવવા સારૂ ઉતાવલ કરોછ.

**એદલ**—અરે! અવાક્ષે પસેમાન! હું તમુને મારા જીવના કરતાં વધારે ચાહુંચ ને તમે એમ શું બોયલાં? વારૂં ચાલો હું કેઉં તેમ કરશો? મારાં લેણાનાં પેટાંમાં તમે પોતે તમારી પોતાની જામીનગીરી મને આપો અને પછી હું રૂપીયાનું નામ નઈ લેવું.

**બાઈઆઈ**—એટલે? તે શું?

**એદલ**—નઈ સમયજાં? બેઅદબી માફ કરો તો સમજાવું. તમારાં સારાંની વાત છે ને તેમાં મારૂં પણ સારૂં થાયછે. તમારા બખ્તારજીની મીલકત ઉપર મારો અક છે, તેને બદલે તમારી મોબત ઉપર જીંદગી સુધી મારો અક બખશો ને હું લેણું માડી વાલું.

**બાઈઆઈ**—શું? તું દિવાનો બન્યોછ?

**એદલ**—આ, આ. ઉં તમારી ઉમેદમાં દિવાનો થયોછું ને તેબી આજ બબે વરસ થયાં.

**બાઈઆઈ**—બેઅદબ કંગાલ, મારો દીકરો જવાબ દેશે ને લેશે. (હાંક મારેછે.) જાંહગીર!

**જાંહગીર**—(ધસી આવીને) જી, જી,

(શીરીન અને બહમન આવેછે.)

**એદલ**—કેમ શીરીનબાઈ?
**જાંહગીર**—કેમ માય?
**શીરીન**—કેમ સાહેબ? } (સાથે.)

**બાઈઆઈ**—(સ્વગત) શીરીનબી અહીં છે! ચંડાલ, એ તેને કહીને અમે સર્વનું સત્યાનાસ વાલશે. (મોટે) કાંઇ નહી, છોકરાંઓ, કાંઈ નહી.

**એદલ**—(શીરીનને) આવો બેન.

**શીરીન**—વારૂજી. (બહમન, જાંહગીર અને શીરીન પાછાં જાયછે.)

**એદલ**—જુઓ બાઇઆઈ, અવે ઉં બોલ્લું કઉછ. તમે મારા સપાટામાં આયવાંછો. તમારા દીકરાનો ભેદ ઉં સિવા બીજો કોઇએ જાયણો નથી ને તમે જો રાજી થશો તો એ ભેદ મારી પાગડીમાંના ગાભા પેરે ઢાંયકો ને ઢાંયકો રેશે.

**બાઈઆઈ**—નીચ કુતરા! હું તુંપર ધિક્કાર સાથ થુકુંછ.

**એદલ**—તે તો ઉં બબે વરસ થયાં જાણુંછ. પણ તમારા થુકવાથી કાંઈ દીલનો ગા રૂજાયો નથી. અમણા તો ઉં રજા લઉંછ, જવાબ લેવા કાલે આવીશ તેટલાં વિચાર કરજો, ગોર કરજો, દરિયાફત કરજો, બેસો જી, સાહેબજી. (જાયછે.)

**બાઈઆઈ**—ઓ! કમબખ્તિ! જાંહાગીર!

**જાંહગીર**—(ધસી આવીને) જી માય, શું છે? એ અંકલેસરિયો એદલ શું કેહછ!

**બાઈઆઈ**—ભાઠાંને કિનારે પેલી સાંમેની બતીનો ભેદ એ મને કેહવા આવ્યોતો!

**જાંહગીર**—અરે! ત્યારે શું મારો ભેદ પકડાયો? ઓ માતા! શીરીન તરફ બેતમા અને થંડો રેહવાનું મારૂં કારણ તો તમે જાણ્યું.

**બાઈઆઈ**—જાંહગીર, તારી શુદ્ધી ક્યાં ગઈ? એ ... કોણ છે?

**જાંહગીર**—આખાં ભાઠાંમાં એ "ભોલીજાન"ને નામે વખણાયલીછે. આખા ગામમાં એની તારીફ છે, અને એ ભોલી પણ એટલી ભલી છે કે જેઓ એને જોયછ તેઓ એને ચાહેછ અને જેઓ ચાહેછ તેઓ સઘળા એને પોતાના જીવજાન જેવી ચાહેછ તેથી એ સર્વના મોહમાં "ભોલી જાન" થઇ પડીછ અને એજ અટકે ઓળખાયછ. એનું નામ ધન છે. એનો બાપ ગરીબ બિચારો તેહમુલદારૂ તાડીવાલો છે જેનો ચીકણો ધંધો સરકારની શખતાઇઓ તલે તદન નારા પામ્યોછ.

**બાઈઆઈ**—એક તાડીવાલાની દીકરી! કાછરી વાલીને કામ કરતી ઉઘાડે પગી અંધારડી!

**જાંહગીર**—માયજી, તમે ભુલી જાઓછ કે આપણ પોતે મોબેદનાં ફરજંદ છીયે અને આપણું અસલ વતન પણ નોસારીજ છે. ગમે તે છે, પણ અમે બે વચે ખરી મોહબતે ખોટો અંતર દુર કીધોછ મોહબતે તેને મારા મરખી પદ્મિની બનાવીછ. ઓ માય! તમે તેની આબરૂને વગોવોછ તેમ મારી છાતીપર લાત મુકોછ. મારી ધન તે મારૂં ધન છે. તેના ગરીબડા પ્યારનાં સુખ બદલે શીરીનના પૈસા ઉપર વેચાવાનું દુઃખ હું નથી લેવાનો.

**બાઈઆઈ**—વારૂં દીકરા, જેમ તારી મરજી. તું જે તે વાતે સુખી થાય તેમાં હું તો રાજી. બખ્તારજીના ખાનદાનની તારી બાપીકી જાગીરનો તું પાછો ધણી થાય ને સુખી થાય તેટલા વાસતે હું શીરીનને તારી સાથ પરણાવવા માગુંછ. તું તે ના પાડેછ તો તારાંજ સુખને વાસ્તે તારો બાપીકો વજીફો છોડવવાનો બીજો એક ઉપાય જે આ એદલ બતાવી ગયોછ તે——

**જાંહગીર**—શું? એ મારવાડીઓનો મારવાડી કાંઇ ઉપાય બતાવેછ? તે કબુલ કાં નહી કીધો?

**બાઈઆઈ**—મેં તે નથી કબુલ કીધો પણ હવે મને કબુલ કરવો પડશે. તારે ખાતર તું મને તે ફરજ પાડશે. તે આપણી મીલકત ઉપરનું માર્ટગેજ રદ કરવા માગેછ તે એવી શરતે કે હું-હું-હું તેને પ-પ-પરણીને તેની ધણીયાણી——

**જાંહગીર**—શું? તમે મારાં માય, તમે એ મુજી કંગાલને——

**બાઈઆઈ**—ચૂપ, ગડબડ ના કર, ફજેતી ના કર. આપણી જાગીર તો માંગનારના હાથમાંથી છોડવવી જોઇયે. તુને સુખી તો કરવો

જોઇયે. અને તેટલા વાસ્તે આપણ બે મા દીકરામાંના એકે પોતાની આબરૂનો ભોગ આપવો જોઇયે. તું શીરીનને પરણવામાં તારો ભોગ આપેલો સમજેછ તો નાચારીથી તારી ખાતર મારે ભોગ આપવો. તું હજી બચ્ચું છે, તારે આખો ભવ લેવોછ, મારાં વર્ષ હવે ભરાઈ રેહવા આવ્યાંછ, વાસતે હું-હુંજ——

**જાંહગીર**—નહી, મારી વ્હાલી માતા, હું કબુલ નથી કરવાનો. હું તમોનેબી ભોગ આપવા નથી દેવાનો. એ નાપાક નિંદાખોરે જે પાપી જીભથી તમોને આ અપમાન કાધુંછ તે જીભને તેની જડમાંથી હું ખેંચી કાહાડું અને——

**બાઇઆઇ**—બેવકુફ નાદાન, કાલ રાત અગાઉ તો આપણ ભીખારી થઈ પડીશું, આ મીલકતની જાગીરીથી બાતલ થઈ રખડીશું, મુફલેશી અને કજીયતી આ ઉપર ઉપર એક બિહામણા ભુત પેરે ઉભીછ તે કાલે ઘેરની અંદર આવશે. આખું ગામ જ્યાં નાલેશી કરશે ત્યાં તું કેટલાં જણની જીભ ખેંચી કાહાડશે?

**જાંહગીર**—ઓ માય! મારી વ્હાલી માય! હવે આપણે શું કરીશું? શીરીન સાથનાં મારાં લગ્ન તો કદીજ નહી બને.

(ભુલ્યો ઓવારાને રસ્તે ઉપર આવેછે.)

**ભુલ્યો**—છીત! છીત! કેટલા મોટા છાદે વાત કરતાં સો? છીરીનબાઇને બધું છંભલાતું સે. તેવણ અંહી આવેસ.

**બાઇઆઇ**—રખે આ ખારવાએ આપણો બધો ગભરાટ સાંભલ્યો હોય!

**જાંહગીર**—ચિંતા નહી, માતા, મારા કોઇબી ભેદ મારા પોતાના કરતાં એના છુપ્યા હવાલામાં વધારે સલામત છે.

**બાઇઆઇ**—ઓ! બિચારી શીરીન આવેછ! હું તેની આગળ કયે નાકે ઉભી રહું! હું તો જાઉંછ. દીકરા જાંહગીર, જો હજીબી રાત આપણા હાથમાં છે તેટલાં કાંઈ વિચાર કરજે. (જાયછે.)

**ભુલ્યો**—છેટ, છેટ, હજી બાઇને બચી ખબર નથી સે હોકે? હજી તેવણ જાણતાં સે નથી કે તમે તો ભોલીજાનને પરણી સુયકા સો.

**જાંહગીર**—ચૂપ! મારી એ મૂર્ખાઈ મારાંજ મોહડાંમાં મારવા તુને કોણ કેહેછ?

**ભુલ્યો**—ભુલ્યો માબાપ. હું ભુલ્યો.

**જાંહગીર**—અરે! મારી કુલવાન અને મગરૂર માતા જ્યારે ખરેખરૂં જાણશે ત્યારે કેવી દુખી થશે. અરે! હું ધનને એની વહુ દાખલ રાખવાને એને કહીજ કેમ શકીશ! ધન એક નોશાકરી ગો· રાણી, જેની ભાષા હલકી અને જેના ઉચ્ચાર ગામડિયા, જે બોલવે ચાલવે અણઘડ અને જે વાતચીતમાં જંગલી, તેને હું મારી મોહરદાર બાનુ દાખલ મંડલીમાં દાખલ કેમ કરીશ! અરેરે! મેં આ શું કીધું!

**ભુલ્યો**—અરે ના! ના! ના! છેટ એ તેહમુલદાર તાડીવાલાની દીકરીને છું તમે આ મોટા મેહલની વહુ કરછો? તેના બાપને તાંહાંજ ઠીક સે, તમારે તાંહાં તેને લાવંછો રએ.

**જાંહગીર**—મુગો મર ગધા! મારી પોતાની પરણેતર માહબુબને આવું કેમ બકેછ? વાંક બધો મારો છે. એનો શો વાંક? નારી ગરીબ નિર્દોષ, ભોલી પણ ફરેશતાની ખસલતની અને પરીની સુરતની——

**ભુલ્યો**—ખુબછુરત? આજ છુધી એક એવી આરછી બનેલી સે નથી કે જે ભોલીજાનનું રૂપ [illegible] બતાવી છકે. જો કદાપી આકાછના દેવોને પોતાને પરણવું હોય તો ભોલીજાન કરતાં બીજી પરી તેને મળે નહી. તેને મારી હોડીમાં બેછાડીને હું તમારે છાર નદીમાં ફેરવતો સું તાણે માસલાંઓ એ પરકાછ જોવા નીકલેસ ને આકાછમાંથી પવન નીસે ઉતરી એ લાડલીના ઝુલફાં છાત લાડ કરતે સે.

**જાંહગીર**—બધો વાંક મારો, હું એકલાનોજ છે, ને હું એકલોજ બધું ખમીશ.

**ભુલ્યો**—ને મારો વાંક નથા સે કે? હું છું નહી ખમું કે? અરેરે છેટ, તારા આંછુનું એકેએક ટીપું હું પી જાવું, ને તારી વિપત્તીનું છંધું ઝેર હું ગલી જાવું, ને પસી મારી બોસીએ એક ઘંટીનું પડ બાંધીને તારાં છંધાં છંકટને મારી છાતે નદીનાં તલિયાંમાં ડુબાડું.

**જાંહગીર**—મારા નિમકહલાલ ભુલ્યા, જા હોડીપર. હું હમણા આવી લાગુંછ. આજ રાતે આપણ પાર ઓલંગીને ભાડે જઈશું.

(જાંહાંગીર જાયછે.)

**ભુલ્યો**—બધી મોહકાણ બાપ બેરામની સે. બસ્સા એદલ અંકલેછરિયા, તું આ અછલી જાગીરને પસાવી દેવા માગેસની? પણ જોવું બસ્સા સોર, તું મારા છેટનો ને બાઇનો કેમ નાછ કરેસ. બસ્સા, તારી બાંછપર મારો છેટ આ છીરીનને પણછે ને ફર પણછે. છીરીનનું દીલ

તો પેલા બમનું તરફ સે, પણ હું એને મારા છેટ છાતે પરણાવી આપાછ. (કાગળ શોધી કાહાડીને) ઓ! કાગદ તો મારી ટોપીમાં રહી ગયલું! ધને મારા છેટને માટે આપેલું. મેં ઘણું ગોયલું પણ તે પાયલુંજ નહી. હવે તો એ છેટને કામનું નથી. ઠીક તાલ હાથ આવી. આ છેટનું છરનામું ફાડી લાખું ને કાગદને બીજાજ કામમાં લેવું. આવ બસ્સા એદલ, તું વીકરાલ વર સે તો હું મછતાન ગોવો સું. ને જેવું હવે તું જીતેસ કે હું? (વાંચેછે) "મારાં જીગર, તારી ધનને કેમ વિસારી બેઠા? "તુને દીઠા નથી તે બે દિવસ બસેં વર્ષ જેવા લાંબા લાગેછ. વેહલો "આવી ભેટ, વ્હાલા, તારીજ ધન."

(બહમન અને શીરીન ગાતાં ગાતાં આવેછે.)

ગજલ—કાલિંગડો.

શું ખીલી રહી ચંદની આ રલિયામણિ રાત,
સુશોભિત તાપી ગુજરાતતણી માત. ૧.

બિછાવ્યો નદીપર જર્ડાદાર ફરસ,
રૂપેરી છે ઓપિત શોભિત ભાત. ૨.

રંગીલી રસીલી રાજધાણી સુરત,
પ્રકાશિત આ રચનાથી થઈ જે પ્રખ્યાત. ૩.

**શીરીન**—શું થયું? બધાં ક્યાં જતાં રહ્યાં? જમવાનો વખત થયો કે? પણ આપણે ઘેરમાં જવા અગાઉ, બહમન, તું મને કેહ કે તું આમ એકવડિયો જેવા એકલો ક્યાં સુધી રેહશે?

**બહમન**—એટલે, શીરીન?

**શીરીન**—તું પરણવાની ઉમેદ રાખેછ કે નહી?

**બહમન**—અલબત, એ ઉમેદ સહુને હોયછ.

**શીરીન**—કોણ સાથ?

**બહમન**—કોણ સોથ? વળી ઓરત સાથ.

**શીરીન**—પણ કેઈ ઓરત?

**બહમન**—તે હું નહી કહું, શીરીન. મને ના પુછ. વખત આવશે ત્યારે તું સહુથી પેહલાં જાણશે, પણ હાલ હું જુદો થવા ચાહતો નથી અને તોપણ સાચો થવાની હીમત કરી શકતો નથી.

(ઘેરની અંદર જાયછે.)

**શીરીન**—હું જાણુંછ, એ મને ચાહેછ. એ મંત્રર બુલબુલની માયાએ મારાં જીગરમાં માળો બાંધ્યોછ. જાંહગીર મને ચાહતો નથી અને તેનો હાથ મને જોઇતો નથી. (જવા માંડેછે)

**ભુલ્યો**—(સ્વગત) ના, ના. તેમ નહી બનછે. (મોટે બહમનને બોલાવતો હોય તેમ) અરે છીત! છીત! છેટ, છેટ!

**શીરીન**—કોણ છે? કોણને પુછેછ?

**ભુલ્યો**—જી, એ તો હું ભુલ્યો હોડીવાલો સું. પેલા છેટને છાઉ હોડી લાવતો સું. તેઓની નદીપર વાટ જોતો સું.

**શીરીન**—કીયો શેઠ?

**ભુલ્યો**—એ ઓલ્યોજતો! પેલો હવણા તમારી છાત વાત કરી ગયલો તે?

**શીરીન**—બહમન!

**ભુલ્યો**—હઉવે, તેજ, બહમનુ છેટ!

**શીરીન**—શું બહમન આવા રાતે નદીમાં ફરવા જાયછ?

**ભુલ્યો**—તે કોણ જાણે? પણ હું તો એટલું જાણતો સું કે રોજ રાતે કોઇવાર દછ, કોઇવાર છાડાદછ, કોઇવાર અગિયારને ટકોરે એને વડે હોડી લાવતો સું ને પેલી પારે ભાડે હાંકી લઇ જાતો સું. બાઇ, તમે વાંછતાં છીએલાં?

**શીરીન**—હા, કેમ?

**ભુલ્યો**—જરા આ કાગદ જુવોની, (પેલોજ પત્ર દેખાડેછે) બહમનુ છેટના ખીછામાંથી પડી ગયલું. કાંઈ કામનું સે કે? જો નકામનું હોય તો મારી તપકીર બાંધવા મને પાસું આપો. (શીરીન વાંચેછે.) (સ્વગત) જોવું હવે, એ છીરીનબાઈ બહમનુને કેમ પણતી સે? જોવું બસ્સા એદલ, તું મારા છેટની જાગીરને કેમ લુટી લેસ?

**શીરીન**—(સ્વગત) કોઈ પરભાડી ઓરતનો પ્યારપત્ર! બહમનની પાસેથી નીકલ્યો! ઓ! એ કોઈ ઓરતની ઉમેદ વિષે હમણાજ બોલ્યો તે એ કે? ઓ! કેવી શોધ! એના પ્યાર વિષે હું ઠગાઇ!

**ભુલ્યો**—બાઈ, હું જાવુંસ. પેલી છીકલેલ થઇ.

**શીરીન**—શીગનલ, શાની?

**ભુલ્યો**—પેલી ભાઠાંભણી એક બતી બળેની? તે એક ઝુપડાંની બારી સે. એ બતી આંખ્યો મારીને ઇછારત કરતી હોયની તેમ વખતે

દેખાતી સે ને વખતે બુજાતી સે. તે જાણે કે પુસેસ કે આવોસ કે તાણે આ હવેલીમાં બતી દીછતી સેની તે જવાબ દેતી સે. ના કેહવાની હોય તાણે બતી એજ પરમાણે આંખ મારતી સે, પણ જે ટાણે હા કેહવાની હોતી સે તાણે બતી બુજાઇ જાય. બતી બુજાઇ કે બહમનુ છેટ બારી કુદાવીને આવે ને હું મારા છેટને પેલી પારે હંકાડી જાતો સું. હે! જુવો જુવો! પેલી બતી બોલાવતી સે. (ભાઠાંની બતી એક વખત ફેરવેછે) એ એક! (બતી બીજી વખત ફેરવેછે,) આ બે! (બતી ત્રીજી વખત) આ તયણ. હવે આ બારીમાંથી જવાબ જુવો! (બારી ઉપરની બતી બુજવાઈ જાયછે.) જોયો જવાબ? હવે છેટ આવછે. નાછો! નાછો!

**શીરીન**—ઉભો રેહ, ભાઈ! આ તેં મને ભેદ કહ્યો તેનું ઇનામ લે! (રૂપીયો આપેછે) અને હું એનો ભેદ જાણુંછ તે બહમનુ શેઠને કેહતો ના.

**ભુલ્યો**—બહુ છારૂં. (સ્વગત) બહમનુ છેટને તો ખસીત નહીં કેહવાનો.

**શીરીન**—કોઈના પગલાં સંભળાયછ. ખચીત એજ હશે.

(ઘેરમાં જતી રહીને બારીએથી બાહાર જુવેછે. જાંહગીર કાલો જભો ઓઢીને આવેછે.)

**જાંહગીર**—(હરસે) ભુલ્યા.

**ભુલ્યો**—તૈયાર સું. (બેહુ નદીમાં ઉતરી જાયછે.)

**શીરીન**—(બારી પરથી) હા એજ! બહમનુજ! અરે અફસોસ! (અંદર જાયછે.)

---

## પ્રવેશ ૨ જો.

ભાઠાંનો કિનારો. રેતીના ડુંગરા અને ઝાડો. પેલી પારે સુરતનો દેખાવ. એદલ અંકલેસરિયો એકલો.

**એદલ**—બરાબર એજ. પેલી ઓડીમાં બેસીને ભુલ્યાની સાતે બખત્યારજીની અવેલીને ઓવારેથી નીકયલો તે એજ. જાંગીરજ. એની એ દીલદાર છે કોણ? ખબર કારવી જોઇયે. (હીજો અંદરથી ગાયછે.)

**હીજો**—"તરસાં છીયે તાડી વણરે, તરસાં છીયે તાડી વણ."

**એદલ**—એ કોણ? એ તો પેલો પીડે પીડેનો ગરાક, છોકરો, લફંગો હીજો છે. તફડાવેલી તાડીનું ગરાઉ લઇને સાઉકારીથી ચ ાલ્યો કેવો? (પછવાડે જાયછે.)

**હીજો**—(ગાતો ગાતો આવેછે.)

**ઠુમરી—ખમાચ.**

તરસાં શીયે તાડી વણરે, ટટલાટ અસહ્ય કેમ સહીયે. તરસાં.
તાડી તે માડીનું દુધ મરદાની, મહીયારી વાઘણ રે. તરસાં.
તાડી તે નાડીની તનદરોસ્તી, શાંત કરે તનમન રે. તરસાં.
સુખકારક એ સુકાળ વહી ગયો, આજ તો રૂપીયે મણ રે. તરસાં.
ગામ ગમેરના રડે ગરાઓ, ટાળો એ કાળ મ્હાજન રે. તરસાં.

**એદલ**—(આગળ આવીને) એ કોણ? હીજો કે?

**હીજો**—નહી, નહી. હું તે મારો ભાઇ છું.

**એદલ**—અરે જારે! મેં તુંને ઓલખ્યો નહીં કે?

**હીજો**—ઓલખેલો તેવારે પુછેલું શું કામ?

**એદલ**—બેટીબાપ પાધરો જવાબ તો દે. સલુકાઇથી વાત કરવાના પૈસા તો નથી બેસતા?

**હીજો**—પૈહા? તમે હાઉકાર મારવાડીઓને તો વાતે વાત પૈહા અને વ્યાજ હુધાં.

**એદલ**—વારૂં આ તારા આતમાં શું છે?

**હીજો**—એ તો મારા બાપનો બચકો.

**એદલ**—પણ એ બચકામાં શું બાંધ્યું છે?

**હીજો**—તાડીની ગાંહડી.

**એદલ**—ચોરેલું બાંદુ છે.

**હીજો**—ચોરેલું તો નહી પણ તું છોલેલા ઉદરના માથા જેવું બોડેલું બાંદુ તો ખરૂં.

**એદલ**—હીજા, હીજા, તું ધારેછે એવો હું બુરો માણસ નથી.

**હીજો**—તે રહી રહીને હવે કહેલું હા બાપનું?

**એદલ**—ગામના લોક ધારેછે તેવો હું લુચો નથી.

**હીજો**—નારે! લોકો ધારતાં છે તેવા નહી, પણ લોક નહી ધારતાં છે તેવા લુચો! ગામનાં લોક ધારે તેવા નહી પણ હેરના લોક ધારે તેવા લુચો! (બેસેછે.)

**એદલ**—ઈજા, હું માતબર છું તેમ સખી છું. તારી આલત ઉપર મને કેવી દયા લાયગા કીધીછે! તું આ ઉજડ કીનારાપર એક રેતાલ ઓમાં જુપડું બાંધીને ઢોરની આલતે એકલો રએલોછે. માંછલાં તે તારો ખોરાક ને તાડી તે તારૂ પીણું છે.

**હીજો**—નશીબ! એદલજી શેઠ, એ નશીબની વાત છે. તાડીનાં પીઠામાં જેવારે મારા મામા તેહમુલજી તાડીવાલાનો ધંધો ધીકેલો તેવારે હું તાડીનાં પીઠાંમાંથી "નીપારે લેરે મીઠે નીપારે!" એમ ફીગણપોરથી હુરત હુધી છુટક તાડી વેચવા જાતો ને હું પાંચ પૈશે હુખી હતો. પણ રાંડ બે જણીઓએ મળીને મને દુખી કીધો દુખી. (રડે છે.)

**એદલ**—કોણ બે જણી?

**હીજો**—એક તો રાંડ હરકાર આબકારીનો ધારો કાઢી બેઠેલી તેથી મારા મામાનો ને મારો ધંધો બંધ પાડેલો.

**એદલ**—તે રાંડ કે? ઉં મકું જે કોઈ ઓરત ઓસે.

**હીજો**—તે ઓરત નહી તો મરદ કે? ગરીબ માણહની રોજી ને રોટીપર જે લાત મુકે તે મરદ હોય તોએ ઓરતજ જાણવી. એક તો હરકાર રાંડીરાંડ હરખી——

**એદલ**—ને વારૂ બીજી કોણ?

**હીજો**—બીજી મારી ભોલીજાન. તેનાથી હું ખરાબે હાલ થયલો. તેને પણવા મેં મારા બાળપણથી ધારેલું પણ મોટપણે તે મને નહી પયણેલી, તેના ગમના દુઃખમાં હું આ હાલતે પોંહચેલો.

**એદલ**—તે કોણ વારૂ? કાં રેછ?

**હીજો**—એ આ ભાઠાંની તીરે ઝુપડાંમાં બતી બળેની? તે.

**એદલ**—તે? તે તો તેહમુલદારૂ તાડીવાલાનું જુપડું?

**હીજો**—તેજ મારો મામો ને તેની દીકરી તેજ મારા મામાની દીકરી ભોલીજાન.

**એદલ**—પણ ઇજા, તાં તો બખ્તયારજીનો જાંગીર જાયછે. તેને સું જાંગીરે રાખેલીછે?

**હીજો**—(તેને બોચીમાંથી પકડીને ટોટો પીસતાં) હું બોયલો? મારી ભોલીજાનની એ હી ગીનહ કરેલી?

**એદલ**—ઓ! માયરેરે! માયરેરે! ઈજા, ઇજા, મને છોડ! ઉં માફ માગું! હું ભુયલો.

હીજો—મારી બેહન ધનપર મારો જાન કુરબાન! ફરી જો તેને બદ બોલહે તો મારીને તું મુડદાલનો અડહાળો કાઢી લાખ્યા.

એદલ—ઇજા, મને શી ખબર કે તારી તે એસી થાય? મેં બેઅદબી કીધી તેના બદલામાં લે આ પૈસા ને મને માફ કર. (પૈસા આપેછે.)

હીજો—બહુ હારૂં! એક મારવાડી પાહેર્થા મારા બાપ જનમમાં આ પેહલાજ પૈહા મને મળેલા. એદલજી, કેહ, હવે મને તારે ગમે તે કામ કેહ.

એદલ—મને આનો ખોલાસો કર કે આ બોલીજાનને તાં બખત્યારજીનો જાંગીર આવેછે?

હીજો—હા, મળવા આવતો છે.

એદલ—પેલા ભુલ્યાની ઓડીમાં બેસીને અફસે આવેછે?

હીજો—હા, રોજ આવતો છે.

એદલ—તાં કોણ રએલાંછે?

હીજો—એક તો મારો મામો, બીજી તો મારી ધન, ને ત્રીજી જીવી.

એદલ—જીવી? આ ઓડીવાળા ભુલ્યાની મા?

હીજો—હા તેજ. તેને મારી બોલીજાનની ચાકરીમાં રાખેલી. બચારી મારી ધની એકલી પડેલી, મા મરી ગયલી, બુઢો બાપ મરવા તલક થયલો, તો ધન આગળ કોઈ મનીખ તો જોઇયે. તે ઉપરથી બખત્યારજીના જાંહગીરે જીવીને તેની ખીજમત હોંપી આપેલી——

એદલ—જાંગીરને ખરચે?

હીજો—હાજતો. બચારો બુઢો બાપ એ જીવીનો પગાર કીહાંથી લાવે?

એદલ—અં! તારે તો તેનો મને બધો પત્તો આપે તો તારૂં દલદર જાય એટલી દોલતથી હું તુને નીઆલ કરૂં. (પૈસા આપેછે.)

હીજો—હા! આ હું તંહીજ ચાયલો! હું કાલે તમને મળાહ. મારી વાટ જોજે. હાયબજી.

એદલ—સાએબજી, તુ મને નીમકઅલાલ રેશે, ઇજા, તો ઉંબો મારૂં વચન પાયલા વગર નથી રેવાનો. (જાયછે.)

હીજો—બારાં પાણીએ મોહ ધોઈને વાટ જોતો બેહી રેહજે, બરચા કુકર! એ મારી બોલી ધનનો ભેદ જાણવા માગે, પણ હુંજ તુને ભેદ આપાહ કે? કદી નહી. તેને જાંહાગીરે રાખેલી એ બોલ હાંભળતાંજ મારૂં લોહી એ મુજીનો જીવ લેવાના ખૂનપર ઉછાલા મારવા પડેલું.

તાકાત હું કે મારી જાનને રાજેલી કરી કેહ? અમે ગામડિયાં ગરીબ તો ખરાં, ભોલાં તો ખરાં, પણ યાનતનાં પાક ને દામનનાં ચોખ્ખાં છીયે. મારી ભોલીજાન તો પયણીને હુખી થયલી. જાંહ હુધી જાંહગીર હેઠ તેને પયણો નહી, તાંહ હુધી મારા મામાએ તેને મળવા દીધેલી નહી. મારા ટેમલા મામાનો જવાબ એકજ "જાંહગીર હેઠ, તું "મોટો છે તે તારે ઘેરનો, ને અમે ગરીબ છીયે તેમાંજ મોટાં છીયે. "અમે ગામડિયાઓને તમે મોટા લોકના દીકરાઓથી ખોદા પનાહ રાખે. "તું મારી દીકરીને ચાહતો હોય તો પયણ. તારી પયણી બાયડી દાખલ "તેના લગ્નનો લેખ કર ને પછી મારી ધન તે તારી દોલત." અંતે એ પોયરો પયણો, તેવારે મારી ધનનો ધણી થયલો ને મારી ધન તેની ઈમાનદાર બાયડી થયલી. હું તે દાહાડનો ઘડભાંગ થઈ ફરૂં, પણ મારી ધનપર મારો હતવચની પ્યાર ખરો છે તેથીજ હું તેના પૈહાદાર માટીને પણવાથી ખુહીં છું. મારી ધન હુખી થાય તેના ખ્યાલમાં હુંજ જાણે હુખી છું; ને જેમ રાતના તારા આ ગામની ચોકી કરે ને જેમ તાપી માતાનાં પાણી ભાઠાંના કિનારાને ફરતાં ફરે તેમ હું મારી ધનની ચોકી કરૂં ને નેગેબાનીમાં ફરૂં. મારી ધનના ગુણ આખા ગામમાં ગવાતા છે. હું તેની ખુબીના ગરબા જોડી આપું ને ગામના લોક તે ગાતા છે. (ગાયછે.)

### ગરબી—દેશ.

ભોલી બાડોલીના ગીત નિત ગામ ગાઈયે રે,
સહુ કો જણની પ્રીત જીતી ગોર જાઈએરે.

રૂપ ગુણમાં અતિ ઉંચ રંક વરણ પોખાઈ એરે,
ગરૂરી ગામની ગણાતી જોઈ હરખાઈયેરે.

રાજકૂલ મહાલય દીપે કરે જો સગાઈ એરે,
ધનનું ધાન નિજધામ સુણશે વડાઈએરે.

વણ ધનમાલ ધરૂં સંતોશ ધનની ખેરખાઈએરે,
ધન હોય પાસે તો ધનમાલ નવ ચાહીયેરે.

હો! હો! પેલી હોડી પાહે આવેલી. જાંહગીર હેઠ મારા મામાને ઘેર આવી પુગે તે અગાડી મારે તીફા પોંચવું જોઈયે. ટેમલા મામા

બિચારાને તાડી વગર ઉંઘ આવતી નથી છે, ને તાડાની ટાંસને વરે કેવી મારી વાટ જોતા એહે. આહા! જે ધણી રોજની આંડી આંડી તાડી વેચતો ને ગરીબ ગુરબાંને તો મફ્ત પાતો તે આજે પોતાની એકેક ટાંસને વરે મારા જેવા રઝલતા પર ટલવળતો છે.

(ગાતો ગાતો જાયછે.)

---

## પ્રવેશ ૩ જો.

બાહ્રું. એક કંગાલ ઝુપડાંની માહેલો ભાગ. એક બારી, એક બારણું. બારીયે ફાનુસ ટાંગેલું છે તેમાં દીવો બળેછે અને ધન બારીની બાહાર જોતી ઉભીછે. એક બાજુએ જીવી એક સગડી ઉપર બોટાંની સીક ભુંજેછે. બીજી બાજુએ તેહમુલદારૂ ભાગેલી ખુરસી ઉપર ઝુંપેછે. એક જુનું સ્ટાંડ, એક ખખડી ગયલી ટેબલ, વગેરે.

**તેહમુલ**—શોં થયોં? હજુ મારો હીજો કેમ નાંહી આયોં હોશે. ઉંબર્યોંબી બળીને બે પડ થાશે તો. હીજો નહી આવશે તો તાડી કેમ આવશે? ને તાડી નહી આવશે તો ઓંઘબી કેમ આવશે? ને ઓંઘ નહી આવશે તો રાતબી કેમ જાશે? વખતે મારી દીકરી જાંણતી હોશે. ધન, એ! રીરી ધન!

**ધન**—(બાપ તરફ ફરીને) જી, જી, કોંઈ મને કહ્યોં?

**તેહમુલ**—ઓલો આયોં કે?

**ધન**—નહી, હજુ તો હોડી ધીમેં ધીમેં આવેછ.

**તેહમુલ**—ચાલ જા, આજે એ શીંગનપોર ગાયો કે શોં? આવશે તેટલાં તો મારાં ગલાંનો કાકરો ચપટાઈ જાવાનો.

**ધન**—તમે કાનને વાસ્તે પુછોંછ, બાવા? જીભરાયાં મારાં જોંગીર કેની?

**તેહમુલ**—અરે નહીરે! હું તો મારોં હીજાની વાટ જોઉંછ.

(હીજો તાડીનું બાંડું લઈ આવેછે.)

**હીજો**—અરે આવેલો, આવેલો. નામ દેતાંનીવાર. મામા, આજે તો એવી ચહડાઉ તાડી લાવેલો કે એકજ ટાંસમાં ચેહરા ફેરફાર થાહે.

**ધન**—શૉ? ચહડાઉ તાડી? વાય! વાય! મને ચહડાઉ તાડી પીવાનોં મારાં જૉંગીરનો હુકમ નથી. હું તો નહી પીવાની. મીઠી હોશે તોજ પીવાશ. પેલો મારો ધણી અપ્પઈરહ્યોં ઓય આવી લાગશે.

**હીજો**—ધની! તારા ધણીના ભાર પયડા! રાન, ચહડાઉ તાડીની ખુબી તારો બાયલો હેટીઓ હું હમજે? મીઠી તાડી પીવાની હોય તો પાણીમાં ખાંડ ડોહવીને કાં નથી પીતો છે?

**તેહમુલ**—અરે શૉ? તાડી માઠી થહતો થઈ પણ આગળના જેવી ચહડાઉ તાડીબી હવે કોં મળેછ? ઓદાયજીએ ખજુરોં પેદા કીધેલાં પણ તેની શીપણીનાં પૉણીમોં ખૉંડ ભેલીને શીપેરા કે શૉ? નહી તોં કે શુરતની ધરતીજ ખૉંડની બનાવેલી હોશે?

**જીવી**—અરે છેટજી, હું કહું તે છાંભલો. ધનને સહડાઉ તાડી પીવાનો જાંગીર છેટનો હુકમ સે નથી, ને ધન તેના હુકમ પરમાણે સાલવા કેહતી સે, તો એક કામ કરો. એ સહડાઉ તાડીને ગોળ નાખીને મીઠી તાડીનો બટેરો કરીયે—જો મોટા છેટ પીયે તો.

(ઉંબસ્યું કાડવના વાટકાઓમાં નાખીને લાવેછે.)

**તેહમુલ**—મારે કબૂલ છે. શાત વખત કબૂલ છે. મને મારી એક ટાંશ લેવા દેવો. (હીજો ધડિયું લાવીને આપેછે) ને પછી તમે ગોળ ને મરી નાખીને બટેરો બનાવો.

**હીજો**—તે હું બનાવાનો.

**જીવી**—નહી એ મારાથીજ બનછે.

**ધન**—બધોં રહ્યોં. લાવો હું એક સટાકામોં બનાવારા.

**તેહમુલ**—(ઉંબસ્યું છોલી ખાતાં) હું કહું? તમે ત્રણે જણ બનાવો. એમોં તો કેટલાં શિખવાનોં છે. જુવો આવો. (સગડી ઉપર એક હાંલ્લું મુકીને) હીજા, તું તાડી લાવ. (હીજો લાવેછે) એ તાડી તે અરક, જીંદગાંનીની હીમત તે એ. હવે જીવી, તું મરી લાવ. (જીવી મરી લાવેછે) એનોં નોંમ તે જીવનો તીખાશ. ને મારી ધન, તું ગોળ લાવ. (ધન ગોળ લાવેછે) હં, એ તે આપણા શંસારનોં મધ, જીવનો મીઠાશ. એ ત્રણ સાથે મળે ત્યારે જેમ બટેરો તેમ આપણોં જીંદગાંની સવાદદાર થાય.

**જીવી**—(ભુન્જેલી સીકના સોટા લાવતાં) બાપા, છાંભલે કે? મારા દીકરાને વડે થોડા તાડી રાખછો કે? જોવ, મારા પોયરા ભુખ્યાને છે-ટની હોડી હંકાડી લાવતાં કેટલી થાક લાગતી સે?

**હીજો**—મામા, તમે હાચેહાચી મિહાલ આપેલી. આ ડાહી જીવી કની તે રાત જાણે નકરૂં તીખું મરચું, પણ આ મારી મીઠી ધન તે જીવતરનું મધજ જો.

**મેહમુલ**—દીકરી ધન, જો મારા ભોનેજને! હું હજીબી કેવોં ચાહોંછ કે, જે ધણી તુને પોતાની બૈયર કહેતાં શરમાયછ તેનોં કરતોં તું મારોં આ ભોનેજને પરણી હોતે તો કેવોં શારોં!

**ધન**—શોં? મારો વર જીભરાયોં કોઇ મારથી શરમોંતોં નથી. મરૂંરે! મારોં જેંગીર મારે વરે મગરોંર છે.

**હીજો**—એમ કે? તે હરમાતો નથી કે? તું પયણી તેવીજ હા-હરે ગીયેલી કે? તારો વર તુને પોતાના મેહલમાં લઇ જાતો તો ડાહો થયો પણ તું હાત પયણેલો તેભી છુપાવી રાખેલું, ને તોએ વળી કેહ કેજે હરમાતો નથી! અરે રોરી ગોરી, તું ભોલી તે ભોલીજ જો!

**ધન**—તો! જો વાય! મારોં વર મને શોં ચાહતોં નથી કે? મારી ઉપર દુરામેનનો જીવ પરોંણ કાડી આપેછ. એ તો જારે હું ગોમડોંની બોલી બોલુંછ ને ગોમડિયોંની કાની કોંમ કરૂંછ, તારેજ મારો વર મ-દઇ ચીરડાયછ. પણ હવે નોશાકરી બોલી હું કોં ઘણી બોલુંછ? હું કો-મબી કોં ઘણોં કરૂંછ? આલશુ તો બેશી રહોંછ, કે બરાબર મોટે ઘે-રની શુધરેલીમાં ખપું.

**હીજો**—કામ નહી કરે તે હુધરેલાં કે? પાડાની કાની બેહીને ધાન ખાયા કરે તે મોટાં કે?

**ધન**—જીભરાયોં મારોં વર મને કેવી શુધારેછ! હું તદન શુ-ધરી જારા, પછી અખ્ખઇ રહ્યોં મને શારારે લઇ જાશે.

**હીજો**—અરે બયલો તારે હુધારો. પણ જો, ધના, તારા વરને કેહ કે તારો મોટો હુધારો તેને ઘેર લઇ જાય ને તુને આણીફાજ રાખી જાય. અરે! દાદારજીએ તારી જોડ કાં નહી બનાવી કે તારી નકલને તારો પૈહાવાલો માટી લઇ જાત ને અહલ ધનને હું પયણતે. પણ તારી બીજી જોડ ઘડવાને ખુદરતના હોનીનો જીવજ કેમ ચાલત? એ તો તુનેજ એવી બનાવી. બહ એકજ! બીજી કોઇ નહી હો!

**ધન**—અરે હીજા! મારા ભાઈ દાખલ તોં મને કેવોં ચાહેછ!

**હીજો**—તો નહી ચાહું કે હું? તું ઉપરની મારી ઉમેદ તો ટુટેલી પણ મારો પ્યારબી ગયલો કે? તું બીજીનો ભરથાર પરાયો થયો પણ તારા ભાઇ દાખલના હક માંહેથીબી હું ગયલો કે? ધન! ધન! તારેજ થકી હું મારૂં બીલીમોરા ગામ, મારૂં બાપીકું ઘેર, મારા માબાપના પેહા ને મારો હુતારનો ધંધો છોડીને અંહી વરહોના વરહો વેર આવી પડેલો. પેલા રેતીના ટેકડાપર મારૂં ગોફાગોફું ઝુપડું છે, તીકાથી હું પચડો પચડો તુને નહી તો તારાં આ છાપડાંનેજ જોઇને હરખુરી પકડું. બેન ધન, મારા એકાંત ગોફામાં તારે વરે મારાં આંજુ પાડવાથી ભાંયમાં ગાહ ઉગેલું, ને મેં એટલું રડેલું કે જો રડતાંનાં આજુમાં ઝેર હોત તો આ ગામમાં ગાહનું એક તણખું જીવવા પામત નહી.

**ધન**—ગરીબ બચારો મારો હીજો. તુને એટલી ખબર નહી કે હું તો પરણેલી હુતી?

**હીજો**—નહીજ તો. મારોજ વાંક થયલો કે મારી ઉમેદ મારા દીલમાં રાખી છાંડેલી, ને જેવારે મામાની હાતે હું વાત કરવા આવેલો તે ટાણે મેં તો જાયણું કે તું તો આ જાંહગીર હાત પચણી ચુકેલી. પણ તું જાણે કે? તું પચણીને હુખી થઇ એમ જાયણું તે દહાડથી હુંબી હુખી થયલો. તારાં હુખમાં હું ખુશી, મારો ખોદાય ખુશી.

**તેહમુલ**—દીકરા હીજા, આપણે ગરીબ છતોં મોટોંનોં વેહવાઈ થઇને આપણે મોટોં થયોં. મોટે ઘેર હું દીકરી આપવા નહી ગયોથો પણ મોટે ઘેરનોં જમાઈ આપણોં ઘેર શોધતો આયોથો. તેને શાત વખત કાલાવાળા કરાવીને મારી દીકરી આપી ને તેબી મારી ખાતરી કરીને કે એ વણવેહવાઈ મોટોં છે પણ મોબેદ છે. આશિર્વાદ શારીને હકધાર લગનમોં ખોદાયને બાર જોડોં બોંધી આપ્યોં, એટલોંજ નહી, પણ એજ લગન ખરોં ને ધન તેની ધણિયોંણિ તેની જોંમીનગીરીમોં જોંગીરની પાશેથી તેની શહી શાથ લેખ લખાવી લીધોં. કાંય દીકરી, ધન?

**ધન**—ઓ હારે મરો. તે લેખ મારો જીવની કોંની રાખેલો છે. પણ તે કોંઈ કોંમનો નથી જો. જીભરાયોં મારો જોંગીર મને બૈયર ગણેછ તેને શારૂ તેનોં પ્યારજ મોટી જોંમીનગીરી છે.

**જીવી**—લે સાલ ધન, વાત છાંભલતાં છાંભલતાં બલી ઝુપણ આવતી સે. કાંઈ ગામના ગીત ગા કે વખત છોવાઈ જાય.

**ધન**—વાય વાય જીવી! હું શેઠીયાનોં ધણીયાણી પાસે ગોંમના ગીત કોં ગવડાવિશ? મારીં જોંગારે નોં કહેલું કે ગોંમડિયાની **હલકી** બોલીમોં ગીત નહી ગાવોં. હું નથી ગાવાની.

**જીવી**—તે શું છેટિયાને પયણી એટલે બાપીકી બોલીને ધિ-કારછે કે? લે જો!

**તેહમુલ**—હોરી આવ શેરી, હું તાડીમોં તારી શલોંમતી લેઉછ. જરા આય ગોંમડોંની ચોખી તાડી ટાંશ. (ધન તાંસે તાડી પીયેછે) જેમ આપણી ગોંમની તાડી ચોખી ને મીઠી છે, તેમ આપણોં અ-શલ નોશારી વતનની મીઠી જુબોંન તારીં મોહમોંથી જાય નહી! ચોખો નોશાકરો શરોદ તારીં ગલાંમોં ખખડે નહી! ને ચોખી નોશાકરી વફાદારી તારીં જીગરમોં ખુટે નહી! તું મોટોં શાશરીં વાશરીં ભો-ગવજે પણ નોશાકરાં બાપદાદાથી શરમાતી નોં.

**જીવી**—છાંભયલું. સાલ હવ ગા. જો! તારા છુધરેલા માટીનાં હજેકોલનાં ગીત નહી હો! આ ભાઠાના ગામડિયાં ગીત ગાજે! હવે!

(ધન ગાયછે, બીજાંઓ ઉંચકી આપેછે.)

**ગરબી—પીલુ બરવા.**

બેલને ગલે તે બાંધી ઘાંટરડીરે,
  સમજે તે શાને કાજ?
ધણીને પછાડી ઝાડે વાછરડી,
  હોય તેને શી રે લાજ?
    સહું છે સુખિ સૃજીત સ્થીતિમાં॰

મધુર વાગેછ સાદી વાંસલડીરે,
  સોને શું વધે અવાજ?
સુજાણુની આશિશ દેતી આંતરડી
  તું ગંધા ઉદરમાં રાજ॰
    સહું છે સુખિ સૃજીત સ્થીતિમાં॰

વેઠ કરે વહિતરી ચાકરડીરે,
  તેને સુનેરી સો સાજ?
ફુલનો સિંગાર સજતી ગામરડી,
  છાજે શું તેને તાજ?
    સહું છે સુખિ સૃજીત સ્થીતિમાં॰

**જાંહગીર**—(અંદરથી) જીવી! જીવી!

**જીવી**—છેટ આયવા સે હો! છેટ આયવા! (ગભરાટ.)

**ધન**—ઓ મઇરે મારોં જોંગલો! હવે શોં કરોં! તમે બધોંને જોશે તો વન ને વાદળ તોડી પાડશે. હીજા, તું જા. જીવી, બધોં તું ઉંચોં નીચોં કર! જલદી! જલદી!

**તેહમુલ**—ચાલો ચાલો! બધોં જણ ચાલો! નહી તો નકોંમોં મારી દીકરી શાથ છીટોં કાહડશે.

(ગભરાટમાં સઘળું ઉંચકી નાખીને ધન સિવાય સઘળાં જાયછે. તાડીનું ઘડિયું ઉંધું વળી જાયછે. ઉંબરિયાંનો ઉંબરાટ પગે અથડીને ભાગી જાયછે. જાંહગીર ભુલ્યાની સાથે આવેછે.)

**ધન**—ઓ મરોંરે! ઓવરાઈ જોંઉંરે, જોંગીર!

**જાંહગીર**—બીસ! બીસ! રાન ઓવારણા શાની લેછ! ધન, તારા નોશાકરા બોલ ને અંધારડાની રીતભાંત છોડી દે. પણ શું છે? એક પારધીની જાલમાં સપડાયલા શિકારની પેરે તું બીહેછ કેમ?

**ધન**—વાય વાય. (સુધારીને) ઓ નહી, વાય વાય નહી. પણ જોંગીર, હું કોં બીહુંશ. નહીરે વાય.

**જાંહગીર**—શો ગંધારો! બધો ઓરડો તાડી તાડી વાસ મારેછ. નરૂં જાણે પીઠું! ઓરડો તાડીએ ધોયો કે શું? અંહી કોણ હતું, ધન?

**ધન**—કાન? ઓવાય કોઇ નહીરે! જીભરાયોં મારોં બાપ હુંતો ને અખઈ રહ્યોં મારોં હીજો હુતો.

**જાંહગીર**—શાબાશ! શાબાશ! એક ગામડિયો બોટો એક રખડતો છાકટ તે મારી બૈરીનો સાથી!

**ધન**—મારોં ગરીબ પીતરાઇરે મરોં! તેની હાલત પર મને કેવી દયા લાગેછ! તેની એ હાલત મારાંથીજ થઇછ જો. જોંગીર, આપણોં પરણોં કેની તે અગાઉ હીજાનો મારી ઉપર કેવો પ્યાર હુતો?

**જાંહગીર**—ખાસી મજેની વાત, ધન! મારા સરખાની ધણિયાણી કેવા શોભિતા ઉમેદવારની મને યાદ આપેછ.

**ધન**—વારૂં નહી તો નહી! જીભરાયોં તમોને એ ગમતો નથી તો હું એને ના કેહવાશ કે એ ઓંહ નહી આવે. હું ના કેહવાશ તો એ નહીજ આવશે એવો એ મને ચાહેછ.

**જાંહગીર**—ચાહેછ? એ ભુખે મરતા ભીખારીની તાકાત શું કે તુને ચાહે?

**ધન**—ઓવાય? હવે શોં કરોં? જીભરાયોં તો આજે દહવારોજ કરતોં આયોરા! જોંગીર, મારોં જોંગીર.

**જાંહગીર**—(નકલ કરીને) શું શોંગીર! જાંહગીર નથી બોલાતું કે?

**ધન**—ઓ હારે મરૂં! હું બોલાશ, બોલાશ.

**જાંહગીર**—(બીચ પાડીને) બોલાશ! બોલાશ! બોલ જોઉં, જાંહગીર.

**ધન**—(શુદ્ધ બોલવાની શખત કોશેશ કરતાં પણ જેમનું તેમજ બોલેછે) જ-જ-જ-જોંગીર. મરેરે મુવોં નહી બોલાતોં તે. પણ હું બોલતાં શિખાશ, હોં મરૂં. મારોં જોંગલો?

**જાંહગીર**—શું? શોંગલો શું? હું કાંઈ શોંગલોબી નથી ને ઢોંગલોબી નથી.

**ધન**—લે શાલો હવે કોંઈ શારી વાત કરો.

**જાંહગીર**—શાલો? કોણનો શાલો? અરે "ચાલો!" ચ બોલ, ચ.

**ધન**—ચ ચ-ચ-ચા-શાલોં. મરેરે! કાંન જાણે મુવાં કોંને નોશાકરી બોલી જુદી બનાવી.

**જાંહગીર**—કાને નહી નાકે!

**ધન**—પણ જોવ તો ખરોં! મુવોં બધોંએ એકજ બોલી કીધી હોતે તો કેવોં શારોં!

**જાંહગીર**—(સ્વગત) એ નહી સુધરે! કદી નહી સુધરે! અફસોસ! એવી એકને હું મારી બૈયર દાખલ કેમ બાહાર લાવીશ! અરે! હું કેવો ફસ્યો! એ મારા દરજ્જા કરતાં ઉતરતી સાથ પરણવામાં મેં કેવી નાદાની કીધીછ. દરજ્જામાંજ ઉતરતી, પણ કેવી ખુબસુરત! કેવી ભલી! કેવી ભોલી અને નેક!

**ધન**—શું છે, મારોં ધણી? તમે મુજાવોછ કેમ? કાંઇ જીવને શારોં નથી?

**જાંહગીર**—કાંઇ નહી, કાંઈ નહી, તુને દલગીર થવા જેવું કાંઇ નથી.

**ધન**—એટલે શોં રામજું? એની તે શોં મોયની?

**જાંહગીર**—માયની? માયની નહી, બાપની. અરે મીનીંગ! અર્થ! બોલ અર્થ.

**ધન**—અથરર-અથ-અથ-અરરરથ. (નિરાશ થાયછે.)

**જાંહગીર**—ધન, વ્હાલી ધન, હું તુને એક વાત કેહવા આવ્યોછ. આવતી કાલથી આપણાં લગ્ન છુપાવવાની જરૂર રેહશે નહી. (ધન ખુશી થાયછે) કાલે હું એક ભીખારી થઇશ. (ધન ઉદાસિત થાયછે) મારાં માય રખડતાં થશે (ધન રડેછે.) અને તે સઘળી કુટુંબીમાં, બખ્તયારજીનો બેટો કેવી બાયડી લાવ્યોછ તેની કોઇ દરકાર નહી કરશે.

**ધન**—ઓ વહીરે મોંય! ભીખારી થાયરે તમારો માહોનો મોંગતો કોઈ મદદ હોય તે! મારાં ધનેતર ધણી! મારે લીવે તમારો મોંન મરતબો ઓછો થાય તે કાંઇ હું નહી શોંખું જો, નહી શોંખું.

**જાંહગીર**—તું શાંખે નહી તો બીજું શું કરશે?

**ધન**—વાયરે વાય! તમે મને ઓલખતો નથી, જોંગીર? જુવો મને ફરીથી તમારી બૈયર દાખલ બોલવાતો નો. આપણે પરણોંછ તે એકુબી મનીખને કેહતો નો. તમારે ઘેર મને લઇ જાજો પણ હું ચાકરડી થઇને આવારા ને તમારી ગોલામગીરીમોં હું શુખી થાશ. હું બીજો કોંઈ મોંગતી નથી. બશ્શ, મને એટલોજ હક આપજો કે દુરથી ને દુરથી તમારો હશતો ચેહરો મને જોવા દેજો ને તેટલોંજ શુખપર હું શુગરોંણો કરાશ.

**જાંહગીર**—તું ભોલી તે ભોલીજ છે, વ્હાલી ધન! હું આંખો ઉઘાડી રાખીને તારી સાથ પરણ્યોછ ને તેના પરિણામો વેઠવાને હું બંધાયલો છું.

**ધન**—ને તે શોં પરિણોંમ?

**જાંહગીર**—ભીખારીપણું, ભુખમરો, એજ. તુને મેં કહેલું છે ધન, કે આખાં ગુજરાતમાં સહુથી લખપતણ એવી એક કુંવરી સાથ હું અદરાયલો હતો. જો તેની સાથ હું પરણ્યો હતે તોજ મારા ઉપરનું એ આફત ટલતે. આજે મારાં કમનસીબ માયે મને આપણ વચેનો ભેદ પુછયો અને તે મારી માતબર મસિયાઇને પરણીને સુખી થવા મેં આજેજ ખુલ્લી ના પાડી.

**ધન**—અરે પ્રાટરે! ને તેહેણે શો કહ્યો?

**જાંહગીર**—કેહ શું? મારી વ્હાલી માયનું તો મોતજ જાણવું.

**ધન**—નહી, નહી, જાંગલા. હજીબી કાંઈ ઉપાય નહી થાય?

**જાંહગીર**—મારા હાથમાં ઉપાય કાંઈજ નથી.

**ધન**—છે, હજી એક ઉપાય છે, જાંગીર.

**જાંહગીર**—તું શું કેહછ તે હું સમજુછ. પણ મારાં જીગર, તારી સામે તે ઉપાય લેવાને મારી છાતી કેમ ચાલે? તુને યાદ છે ધન, કે આપણ પરણ્યાં ત્યારે તારા બુઢા બાપ સિવા એકજ જણ આપણા લગ્નનો શાક્ષી હતો અને તે તારા બાપની સાથે મળીને આપણને આશિર્વાદ સારનારો બિચારો મેહરવાનદારૂ મોબેદ હતો. તે તો મરી ગયો અને તારો બાપ સિવા બીજો કોઈ શાક્ષી નહી હતો.

**ધન**—બુધ્યો?

**જાંહગીર**—બુધ્યો બાહાર હતો, તે આપણા લગ્નના આશિર્વાદ નજરે જોનારો શાક્ષી નહી હતો. તે આપણા લગ્નની વાત જાણેછ પણ તે તો મારી પક્ષનો છે. તોપણ મારા પાક કોલની જામીનગીરીમાં મારો લખી આપેલો લેખ તારી પાસે છે.

**ધન**—(પોતાના ખીસામાંથી કાહડી બતાવીને) આજ કે?

**જાંહગીર**—હા, એજ. ધન, જો તુને મારી મોહબતનાં પવિત્ર વગન ઉપર વેહમ આવતો હોય તો રખ્ખ સંભાલીને એ લેખ તારી પાસે. મારા ગરીબડાં છાપરાંના આશ્રય ઉપર એ લેખ તુને હક બક્ષેછ, પણ તે કરતાં મારાં જીગરનો આશ્રય શું તુને વધારે વ્હાલો નથી?

**ધન**—છે, મારો ઓવંન, તારો જીગરની આગળ એ કાગળનો ચીડડાંની બિસાદ શો? તારે ગમે તો લઈ લે, જાંગલા. પણ શો તું એથી સુખી થાશે? તારી માંય મને માફ કરશે?

**જાંહગીર**—માફ કરે? અરે તેતણ તુને દુવા દેશે, તુને ફુલ સુંઘશે, તુને પોતાના જીવ કરતાં વ્હાલી ગણશે!

**ધન**—ને તું, જાની? તુંબી કોઈ બીજીને જીગર કરતાં વ્હાલી ગણશે કે?

**જાંહગીર**—કદી નહી. મારી મનોહર ધન, તું શું એમ ધારેછ કે પોતાનાં લોહી કરતાં કીમતી આ તારા ભોગ પછી હું તારી તરફ નીચપણે નગુણો થઈશ? નહી.

**ધન**—એમ છે, ત્યારે તો મારો જીવ, મારો જીગર, સહુ તુંને આપી દેવું. જીગર જાન જાંગીર, લે આ લેખ અને ફાડી નાખ.

(જાંહગીર લેયછે. હીજો ધસી આવેછે.)

**હીજો**—નહી બને! નહી બને! જો એ લેખ ફાડી નાખશો તો એમ જાણ કે મેં એને મારી નાખ્યો.

**જાંહગીર**—કંગાલ કુતરા! તું અમારી વાત સાંભળવા અંહી ભરાયલો હતો?

**હીજો**—અલબત? મેં ધારેલું કે કાંઈ ટરકટ છે. તારો ખારવો ભુલ્યો ઓલે બાયણે હંતાઈને હાંભલવા ઉભેલો તેવારે હું આ બાયણે ઉભેલો.

**ધન**—ને તુંએ શું અમારી બધી વાત સાંભલી, હીજા?

**હીજો**—હાજ તો. મેં બોલેબોલ હાંભલેલી. ધન, એ કાગળ પાછું લે. એ લેખ ફાટવાથી કાંઈ હોગંદ ફીટવાના નથી. કોઈ બીજાંની પોરીને ઠગવાની આ વાત થાતી છે. પણ તે બિચારીને ફાંહમાં નાખલા ધન, તું તારા ધણીને મદદ દેહે? આ પોયરો તારી હાત પયણેલો. ખોદાને બાર હોગંદ ખાયેલા, તે બીજાને પયણીને જુઠા હોગંદનો ગુનેહગાર થાહે, ને તે બીજી એની હકદાર ઓરત લેખે નહી પણ રાખેલી રાંન દાખલ ગણાહે. જો તું એની બાયડી હોય તો તે એની રાખેલીજ ગણાય, ને તે બધું હા કાજે? પૈહા, નીચ પૈહાને માટે? ધન એ બીજીને પણાહે પછી તું તારા વરને ચાહવાનું બંધ કરેહે કે? નહી, મારી ઉપર વીતેલું તેથી હું જાણું કે તું તેવી નથી, પણ તે વખતે તારો પ્યાર તે વિભિચાર ગણાહે.

**ધન**—અરે નહી! નહી! એમ નોં બોલ.

**જાંહગીર**—ચંડાલ, છાકટા, ભીખારી, તું કોણ મને ડહાપણની શિખામણ દેનાર?

**હીજો**—હા ભાઈ, હા. હું છાકટ છું. હું રખડતો ભીખારી છું. તોએ આ પરી હુરતની પોરી ધનનું ધાન ભાંજનાર તો હું નથી. જે તારી ઉપર જાન કાઢી નાખે એટલી તુંપર ખુરબાન છે તેને તું એક પૈહાવાલી પુતલી પણવા ખાતર જો દગો દેવા માગે, તો હું ઘડીભર ફાંહીને લાકડે લટકતો હોવું તીફાથી પણ કેહવાનો કે, હે! જાંહગીર, હું ગમે એવો પાપી પણ તારા કરતાં ભલો છું.

**જાંહગીર**—ઠીક છે. ધન, ધર આ તારૂં ચીડડું! (લપ જમીન ઉપર ફેંકી દેયછે.) જ્યાંસુધી આવા લુછાઓને તું ઘેરમાંથી કાહડશે નહી ત્યાંસધી તું મને આ ઘેરમાં ફરીથી જોશે નહી. (જતો રેહછે.)

**ધન**—જાંગીર? મારાં જાંગલા! મને મુકીને નાં જા.

(ફસડાઈ પડેછે. તેહમુલદારૂ અને હીરી આવેછે.)

**હીરો**—બેવકુફ છોકરા, તું હું એમ ધારે કે તું મોટે ઘેરનો છે તે હાર પેહાદાર પોરીને પણવા આ તારી ગરીબ બાયડીને દગો દે-હે? ધુલ પડજો એવા મોટા લોકો ઉપર! ભફ પડજો તમારા એવા પૈહા ઉપર.

**ધન**—ઓ ઓદા! હવે મારાં શો થાશે?

**તેહમુલ**—હા દીકરી. ઓદાને યાદ કરવાનોજ તારો વખત આવેલોછે. હીરા, શુખડ લોબોન ને અરદીબેહસ્તનો પાતરો લઈ આવ. (હીરો જાયછે.) ધન, ધન, તો શો નાદાની કરવા જાતીથી? એ તો સાહેબે જોયો કે હીરાએ વચે પડીને તારી ખરાબી અટકાવી. (હીરો આતશ વગેરે લાવેછે.) લાવ એ લપ. (હીરો લાવી આપેછે.) ધન, તું વાંકી વળ! (ધન આતશ આગળ ઘુંટણ મડીયે પડેછે.) લે આ શુખડ લોબોન ને મુક પાક અરદીબેહસ્ત ઉપર. (ધન તેમ કરેછે) હવે બોલ મારી સાથે! હે! પાક દાદાર હોરમજદ!

**ધન**—હે! દાદાર હોરમજદ!

**તેહમુલ**—પાક પરવરદેગાર!

**ધન**—પાક પરવરદેગાર!

**તેહમુલ**—પાક આદરખુરજીન આદર ફરાનો મને કરામ છે.

**ધન**—પાક આદરખુરજીન આદર ફરાનો મને કરામ છે.

**તેહમુલ**—મારી બેહસ્તન માયનો મને કરામ છે.

**ધન**—મારી બેહસ્તન માનો પાક રવોનનો મને કરામ છે.

**તેહમુલ**—મારા જૈફ બાપની બુજર્ગીનો મને કરામ છે.

**ધન**—મારા જૈફ બાપની બુજર્ગીનો મને કરામ છે.

**તેહમુલ**—મારાં વરનો વરદાનનો મને કરામ છે.

**ધન**—મારાં વરનો વરદાનનો મને કરામ છે.

**તેહમુલ**—કે મારી પાક દાંમોનનો આ પવિત્ર પુરાવો.

**ધન**—મારી પાક દાંમોનનો આ પવિત્ર પુરાવો.

**તેહમુલ**—હું જીવું જોગોં તોં સુધી.
**ધન**—હું જીવું જોગોં તોં સુધી.
**તેહમુલ**—દિવસે કે રાતે, જાગતે કે ઉંઘતે.
**ધન**—દિવસે કે રાતે, જાગતે કે ઉંઘતે.
**તેહમુલ**—મારૂં જીવની કોંની જાલવી રાખું.
**ધન**—મારૂં જીવની કોંની જાલવી રાખું.
**તેહમુલ**—ને મારી છાતી આગળથી કદી ખીશાડું નહી.
**ધન**—ને મારી છાતી આગળથી કદી ખીશાડું નહી.

(આ છેલા બોલ બોલતાં ધન ચીસ પાડી બેશુદ્ધ થઈ પડે છે અને પડદો પડે છે.)

---

## અંક ૨ જો.

---

### પ્રવેશ ૧ લો.

તાપીના કીનારાનો એક બીજો ભાગ.

**જાંહગીર અને ભુલ્યો.**

**જાંહગીર**—અરે! હું કેવો મુર્ખ બન્યો! અરે! મારાં નસીબને નડનારી આ નાદાનીમાંથી નીકલવાનો કાંઈજ રસ્તો નહી મળે.

**ભુલ્યો**—છેટ, છેટ, તમને કાંઇ બલાપો સે. શું સે તે મને કહો. બછ બોમાંથી એકજ બોલ કાઢો ને હું મારો જીવ કાઢી લાખાછ.

**જાંહગીર**—મારૂં દુઃખ મોટું છે, ભુલ્યા. ધન સાથ પરણતી વખતે તેં મને છુપાયો વાર્યો પણ હું કેવો કમબખ્ત કે મેં તારી સલાહ માની નહી! લાચાર! જે થયું તે તો થયું. તે રદ કરવાને ઉપાય નથી.

**ભુલ્યો**—કેમ નહી? ધન સાહે તો ઉપા થાય. તેણે વાળી તે ગાંઠ તેજ સોડે.

જાંહગીર—તે કેમ બને? હું જો ધનને પડતી મુકું તો બિચારીનું કેવું બુરૂં થાય!

ભુલ્યો—ને આ તમારી પાયમાલી થાતી સે તેનું કાંઈ નહી? ધનનું હોશ્તું છું ને ગીઉ છું? એ તો એટલા દીવછની તમારી બાયડી થઈ તેમાં કમાઈ ને છુબી થાઈ પણ તે છારૂ છું તમે બધાદી તેને બાજી રેહછો કે?

જાંહગીર—ભુલ્યા, એ ઓદાને બાર બંધાયલી ગાંઠ કશાંથી નહી તુટે.

ભુલ્યો—હં! હં! છઉ ઢોંગ ને ઢકેલા! બાયડી તે શું? કાડવની હાંડી, એક ભાગે તો બીજી લાવીયે. ફુલની ડાંખલી, છુગંધ હોય તાંહશુધી વાપરીયે, કરમાય ને લાખી દીજીયે.

જાંહગીર—મારી ધન તો મારી ખુશી રાખતે પણ——

ભુલ્યો—ને નહી તો શું? હું ઉપા બતાવું. મને એક છો રૂપૈયા આપો ને હું આ ધનને નદી પાર કરી બાકછને હજીરેથી ખંભાતને દરિયે તમારા મારગમાહેથી એવી આઘે મુકી આવું કે ફરીથી તમારૂં તે નામ નહી લેય.

જાંહગીર—ગધેડા, હજી મારી સહી સાથનો લેખ તેના હાથમાં છે. મારાં પેહલાં લગ્નના તે પુરાવા છતાં બીજાં લગ્ન મારાથી થાયબો? શું હું બે બાયડી કરૂં? મારી પેહલીને બેવફા થાઉં? બીજીને દગો દેઉ? અને મારાં બચ્ચાંને હરામનાં ઠરાવી જાઉં?

ભુલ્યો—એમ સે ટાણે બીજો રછતો બતાવું. જેમ તમે પગમાંના આ જોડા વાવરોસો તેમ બાયડીને વાવરવી. જેમ પેહરોબી તેમ કાઢોબી, ને જો ચોંટી જાય ને ના નીકલે તો સુરી લઇને આરપાર એક કાપ મુકીયે કે રછતો આવી જાય.

જાંહગીર—એ તું શું બકેછ?

ભુલ્યો—હું એજ બકતો સું. મને પૈછાબી નથી જોઇતા. બછ હુકમ આપો—કેમ, તે પુસો ના—ને જુવો કે ભોલીજાનનો રછતો કેવો છેલમાં કરી આપુંસ. બછ, એને બતાવવા છારૂં મને તમારી એક એંધાણી આપો. તમારો ગાંઠ વાળેલો રૂમાલ આપો ને હું——

જાંહગીર—(તેને ટાટો પીસીને નાખી દેતાં) ચંડાલ! એક કોમલ બિચારી નાજુક પંથની ઉપર ઘાતકી હાથ ચલાવવા માગેછ?

**ભુલ્યો**—અરે મુવારે! મારી લાયઆરે!

**જાંહગીર**—જા, નીકલ અંહીથી. દૂર થા. તારૂં કાલું કર! મેં આ જંજાલ હાથે કરીને માથે હોરીછ તો તે મારે વેઠવી જોઇએ. શું મારી બેગુનાહ મોહરદાર ઉપર હું જરાબી જાસતી ગુજરવા દઉં? જે એકજ જીગર મારા ઉપર પાક મોહબતમા દોરેછ તેને હું બંધ પાડું? જે નરમ ચશમો મારી કદરદાનીમાં વેહછ તેમને સુકવી નાખું?

**ભુલ્યો**—છેટ, છેટ, માફ કરો! મેં કાંઇએ ઇજા કરવા ધારેલી નહી.

**જાંહગીર**—સાંભલ, ધન મારી હકદાર ધણિયાણી છે. તેને તારી શેઠાણી દાખલ માન આપજે, પણ તેને વાસતે એકબી વાંકો શુખન બોલ્યો તો યાદ રાખજે કે ફરીથી બીજો હરફ ઉચ્ચારવાને તું મારા હાથ ઉપર જીવતો રેહવાનો નથી. સંભાલજે! (જાયછે.)

**ભુલ્યો**—હાય! હાય! કાસું કાયપું. બસ્સા ભુલ્યા, તું ભુલ્યો! છેટના હુકમ વગર હું મારી ગુલે ગુલાબ જેવી છેટાણીને અલવલ નહી આવવા દેવું, પણ છેટનો હુકમ થાય અને જો પેલા રૂમાલની એંધાણી મળે તો પસી જાંહનમના ગારમાંબી ગબડી જવા નહી બીહું. (ગાયછે.)

**લાવણી.**

ધન્ય ધન્ય ધન તારૂં જાદુ, નજરબંધ નેણનું સાદું૦
તારૂં ધન્તર મન્તર ધાડું, ધનવંતનો અંતર કાહડું૦
વરા કીધો ધણીજ ધનાઢય,
જરા લીધો વરનો નિરભય,
વહુ થઈ તું સુખી આનંદમય,
જીગર પર પામી તું જય,
ચાલ ભલી, નૂર વળી, નેક મળી,
એજ સંસાર મધનો લાડુ૦ ધનવંત૦ ધન્ય૦
તું નાની મોટમાં પરિચય,
થયું સુખ ઝુપડાંમાં ઉદય,
પ્રેમનો પ્યાલો પાતી મય,
તારૂં ચોખ્ખું સદય હૃદય,
એજ તોણા, એ કોટલ, એ તાવિજો,
વર વશીકરણ પીછી ઝાડુ૦ ધનવંત૦ ધન્ય૦

## પ્રવેશ ૨ જો.

બખત્યારજીની હવેલીનું એક દિવાનખાનું. શીરીન બારીએ બેઠીછે.

**શીરીન**—(સ્વગત) બહમન, બેવફા બહમન! મારા તરફ ખરી મોહબત બતાવીને પેલી મોલીજાન પુઠે ભટકશે એવી ઠગાઇની મેં તારાથી વકી રાખી નથી. અહો! બાગમાં બેઠો બેઠો ઝુરેછ. (મોટે) કેમ છો, બહમનજી શેઠ?

**બહમન**—(અંદરથી) સારી પેઠે, બાનુ શીરીન.

**શીરીન**—(સ્વગત) હું તુંને સારી પેઠે પિછાણુંછ, વંઠેલ જન વાણલાં! (મોટે) રાતે ઉંઘ આવી કે, બહમન? (સ્વગત) એણે આખી રાત કેવું જાગરણ કીધુંછ તે એના આંખમાંની ઝુપણુજ બતાવી આપેછ.

**બહમન**—(અંદરથી) હું તો ઢોરની પેઠે ઉંઘાયોછ.

**શીરીન**—અને તોપણ ઢોર કરતાં વેહલો ઉઠયોછ! (સ્વગત) હું ધારૂંછ કે તું ઉઠયોજ નથી કે ઉઠવું પડેજ નહી. (મોટે) વારૂ તું પાછો કયારે આવ્યો?

**બહમન**—(અંદરથી) પાછો આવું? હું ગયોજ ક્યાં કે પાછો આવું?

**શીરીન**—(સ્વગત) એ બાહાર ગયોજ નથી! જે ઘણા વર્ષ બાહાર કાહાડે તેને મનસે બાહર તેજ ઘેર! દેશદેશની ઓરતોના તાપથી એને તડકો લાગેલો ને જ્યાં ગયા ત્યાં ઘેરજ ગણવાની ટેવ પડી ગયલી. (બહમન આવેછે.)

**બહમન**—હું તો પેલા બિચારા જાંહગીરને નદીની પેલી પારથી પોતાની હોડીમાં હડસેલા ખાતો આવતો જોવા બેઠો હતો. પવનનો સમો આવતી વખત સામે હતો.

**શીરીન**—પણ પેલી પાર જતી વખતે તો પવન પુઠનો હતોની? એ તો આવતી વખતેજ ભારી પડયું, પણ જતી વખતે તો ઘણું મજાનું લાગ્યું, નહી વારૂ?

**બહમન**—તે તો બિચારો જાંહગીર જાણે, કે જે મોડી રાત્રે નદી ખેડવામાંજ મોજ સમજેછ.

**શીરીન**—ને તું, બહમન? તું વાત કરતાં શરમાઇને નીચું કાં જોયછ? તારામાં હીમત હોય તો મારી સામું જો.

**બહમન**—સામું જોવા તો હું ઘણું ચાહુંછ, શીરીન, પણ તારી રોશાન પેશાનીનું આફતાબી નૂર મારી આંખોને દીપાવેછ. આહા! આપણે એકેક સામું જોઇયેછ તેટલામાં કોઈ જાદુગર આપણુને પથર બનાવી દેય અને આપણુ તેમના તેમજ એકેકને જોતાં સદા થંબ થઈ જૈયે તોબી હું તુને જોતાં ધરાઉં નહી.

**શીરીન**—એટલું બધું? વારૂ ત્યારે, બહમન, તું શું ધારેછ કે અગર જો એક જણ બે બાનુઓનો ઉમેદવાર હોય ને એકનો વિચાર દિવસે ને બીજીનો રાત્રે વિચાર કરતો હોય તો તેનું શું થાય?

**બહમન**—શું થાય? વળી તેણે બેહુની આશા છોડવી. બીજું શું?

**શીરીન**—વાહરે! રમતા જોગી ને લટપટ પંચી!

(જાંહગીર પાછવાડેથી આવેછે.)

**બહમન**—મધુરી શીરીન, મારી શીરી સાકર, તારાં ભેદી વચનો હું સમજતો નથી, પણ હું એટલુંજ સમજુંછ કે મારાં ખુલ્લાં દીલની પાક ઉમેદો સંઘી તારી પવિત્ર ઉમેદવારીમાં સમાયલીછે.

(જાંહગીર નીકળી આવેછે.)

**જાંહગીર**—અને હું તેનો જામીન છું. શીરીન, મારો શુખન માન કે બહમનનું હેત તારી ઉપર જીગરના ઉંડા ઝરામાંથી જોસ મેળવેછ અને એજ તારો બખ્તાવર હાથ લેવા લાયક છે. શીરીન, હું તુને ખુલ્લી ખાતરી આપુંછ, અને તેબી બહમનની હજુરમાં ખોદાને હાજર નાજર જાણીને આપુંછ કે તું મારી સાથનાં તારાં બંધણથી મુન્નતી દેખાયછ, તે બંધણમાંથી, મારી માનવંત બેહન, આજ પછી તું મોકલી છે અને આજ પછી તુંને બીજો ભરતાર પસંદ કરવાની પુરતી મુખત્યારી છે.

**શીરીન**—જાંહગીર! જાંહગીર!

**જાંહગીર**—નહી મારી પુંજાની પુતલી, મને સાંભલી લે. તારી અને મારી વચે એક મોટો પથર આવી પડેલોછે, અને તેથી તારી ઉમેદ મેં છોડી દીધીછ. તેમ તેં પણ મારો ખ્યાલ છોડી દીધો હશે. એ શી હરકત છે તે મારી શરમીંદગી વચે હું તુને કહું તે કરતાં તારી

ખુશાલી વચ્ચે તું પોતેજ સમજી જશે. શીરીન, વ્હાલી શીરીન, તુંને મારા કરતાં વધારે ભાયગશાલી ભરતાર ઉપર હક છે.

(જાંહગીર અચબુચ જતો રેહેછ.)

**શીરીન**—પથર અને હરકત! એ શું બકેછ!

**બહમન**—એ પોતાની ખસ્તેખુહારી વિષે બોલેછ, શીરીન. બિચારો પાયમાલીના છેક કિનારા ઉપર આવી લાગ્યોછ અને વધારે દુઃખ ધરવા જોગ એ છે કે પોતાની એ ખાનેખરાબી એને ગઇ કાલ સુધી માલમ નહી હતી.

**શીરીન**—પણ શાની ખુહારી? મારા પૈસા છે કેની? મારા પૈસા એ લોકોને બચાવશે. મારાં માસીએ મને પાલી પોષીને મોટી કીધીછ. મારા આ મસિયાઈ ભાએ બચપણથી મને બેહન કરતાં વધારે ચાહીછ. વાસ્તે જ્યાંસુધી મારા અંગપર છેલું વસ્ત્ર રેહશે ત્યાંસુધી મારાં એ માસીને કે તેના કુટુંબને હું ગરીબાઈનાં દાંત ખમવા નહી દઇશ.

**બહમન**—પણ તું ભુલેછ, શીરીન. તારી દોલત ઉપર તું એકલીનું કાંઈ ચાલે નહી. તારા બાપના વશિહત પ્રમાણે જ્યાંસુધી તું પરણે નહી ત્યાંસુધી તારી દોલત ઉપરની માલિકી તુને મળે નહી.

**શીરીન**—ત્યારે હું એકદમ પરણીને મારી માલિકી મેળવીશ. અને પછી મારાં માસી અને તેવણના સપુતની સેવા કરીશ. અને તેટલા વાસ્તે, વારૂ બહમન, હું પુછું તેનો મને જવાબ દેશે?

**બહમન**—હા.

**શીરીન**—સત્તધર્મ અને પાક ઈમાન સાથે?

**બહમન**—મારી પાક મોહબતના કસમ લઇને.

**શીરીન**—તું પાક મોહબતની પવિત્રાઈ સમજેછ કે?

**બહમન**—ખરાં દીલથી, મારી શીરી સાકર. તું શું એમ સમજેછ કે જે જીગરમાં તારાં વ્હાલાં નામે વાસો કીધોછ તે જીગરમાં હું કાંઈ પણ અપવિત્ર ઉમેદને દાખલ થવા દઇશ?

**શીરીન**—હા. હું એમ ધારતીજ નથી, પણ જાણુંછ અને માનુંછ.

**બહમન**—ઓ ઓદા! મારાં વફાદાર દીલને આ કેવો જખમ!

**શીરીન**—(નોશાકરાંની નકલ કરીને) એ તો ઓલાં તારાં નોશાકરાંને તાં જાઇને પુરા કે જીગરનાં જખમ તે કેવા હોય?

**બહમન**—એટલે? હું કાંઈ સમજતો નથી.

**શીરીન**—પેલી ત્રણ વખતની સીગનલ. "તમે આવોશ કે?" એમ પુછવા પેલી ત્રણવાર ફાણશ બતાવે ત્યારે આંહીવાળું ફાણસ એક વાર બતાવીને કાહાડી નાખે એટલે "કે હું આઉંછ."

**બહમન**—એ તું કાંઈ નાટક બાટક કરેછ કે શું?

**શીરીન**—નહી, એ "ભોલીજાન"ની સાચી વાત છે. એ તો તમારી નોશાકરી ધનનું નાટક છે.

**બહમન**—ત્યારે શીરીન મારે વિષે મારા પોતાના કરતાં તું વધારે જાણેછ. તું તારાં ભમતાં મગજમાં કાંઇ ગલતાઇ ઉપર ભુલાવો ખાયછ.

**શીરીન**—નહી, નહી. મેં તે ફાણસ અને દીવા બતીના ચાળા નજરે નજર જોયાછ.

**બહમન**—અને તોપણ તે ચાળાજ. શીરીન, તારા આ વેહમ ઉપર મને હસવું આવેછ; કાંકે તું સર્જેડ બેવકુફ બનીછ. મારાં અંતઃકરણના ખીલારમાં એક ભમરો જણાશે નહી. હોય તો સાબેત કર.

**શીરીન**—અને જો સાબેત કરૂં તો?

**બહમન**—હું તારો નહી. પણ જો તું સાબેત નહી કરે——

**શીરીન**—તો તું ખરો.

**બહમન**—કબૂલ છે. જોકે હમણાં સહવાર છે તોપણ મારી સચાઇની સલામતીમાં હું નાસતા ઉપર શરાબ નોશ કરૂંછ. (જાયછે.)

**શીરીન**—અને હું તારી બેવફાઈનો નજરે જોયલો પુરાવો લાવવા મારી મેળે છુપી જાવું ભોલીજાનને મળવા. એક સ્ત્રીને નહી છાજે એવી હામ હું ભીડુંછ. પણ મારા હવે પછીના ખાવિંદની સચાઈ શોધી કાહાડવાને એ એક પવિત્ર તીર્થ હું સમજુંછ. એ મારૂંજ કામ છે અને હું નહી કરૂં તો બીજું કોણ કરે? મારા ભરૂચી બલદની જોડી મને ઝપાટામાં ભાડે લઈ જશે અને ઝપાટામાં પાછી લાવશે.

(જાયછે. બાઇઆઇ અને જાંહગીર આવેછે.)

**બાઇઆઈ**—કેમ, જાંહગીર? હવે શો જવાબ?

**જાંહગીર**—માતા, હું નાચાર છું. લાઈલાજ છું. મારૂં દીલ અને મારો કોલ હું બીજીને આપી ચુકયોછ તેના તરફ બેવફા યા બેવચની થઇ શકતો નથી.

**બાઇઆઇ**—અફસોસ! દીકરા, મારી જીંદગીની જેહેમતોનો આ બદલો! મારા જીવની ઉમેદોનું આ ઈનામ!

**જાંહગીર**—બલાપો કરવે શું થવાનું છે, માયજી? છાપો પડી ચુકયો! હવે સહુ થઇ રહ્યું!

**બાઇઆઇ**—છોકરા, હું મારે વાસતે દુખી નથી, પણ તારે વાસ્તે દુખી છું. મારો દીકરો એક મીસકીન, મુફલેરા, હલકી, અભણ, ગામડિયણને પરણીને પોતાનું નામ ડુબાડે તે કરતાં દુશમન મુવેલો ભલો. જાંગલા, તું પસતાશે. આ એક અંધારાંમાં ઉધરેલી અંધયારડીને પરણીને પછી જ્યારે મોહબતનો મીઠાશ ઘટી જશે ને નવી બાયડીનો પ્યાર જુનો થશે ત્યારે "આ મારી બાયડી" એમ દુનિયાંને દેખાડતાં તું સરમાશે. તેના નોશાકરા શબ્દો તારાં અમીરી દીલને જખમ કરશે, તેની ગેરસલુક રીતભાંત સારૂ તું તેને મંડલીમાં બાહાર લઈ જતાં લજવાશે. લોકો તારી બાયડીની ખાતર તુને હસશે અને પેહલાં તારી લાજ પાછળથી ધિક્કારનું રૂપ ધારણ કરી જેને તું પરણવા અગાઉ આશીર્વાદ દેશે તેને પરણ્યા પુછી તું શરાપ દેશે.

**જાંહગીર**—ઓ માતા! બસ કરો! મારાથી નથી ખમાતું!

(ખુરસી ઉપર ફસડાઈ પડેછે.)

**બાઇઆઇ**—અરે પણ બિચારી મારી શીરીન! તેને કેવો દગો થશે! આ નિરાશાથી તેના કેવા હાલ થશે! શેહેરનાં લોકો તો તેને તારી ધણિયાણી દાખલ અત્યારથીજ ગણતાં આવ્યાંછ.

(એક ચાકર આવેછે.)

**ચાકર**—એદલ અંકલેસરિયો આવ્યોછ.

**બાઇઆઇ**—તે જવાબ લેવા આવ્યો હશે. બોલાવ તેને. (ચાકર જાયછે) જાંહગીર, નોક જવાનો આ વખત છે. હજુબી કેહ, તેને શો જવાબ દેવું?

**જાંહગીર**—તેની નીચ માગણી એકદમ ના પાડો. તેનાથી થાય તે કરવા દેવો.

**બાઇઆઇ**—અને તેનું પરિણામ! ભીખ માંગતાંબી નથી આવડતું કે આપણે ભીખારીના ધંધાથી પેટ ભરીયે. તારી ગામડિયણ બાયડી કામ કરીને કદાચ કમાણી કરી લાવશે પણ તેની આગમચ આપણે માટે માગતાં લેહણાંનું બંદીખાનું તો છેજ. તારી ખાતર હું

એદલની માંગણી કબુલ રાખીશ. તારી બાયડીને રેહવાનું ઘેરબી તો જોઇશે? એદલના ઘેરમાં તારી ગામડાંની બાયડી ઠીક ઠેકાણે પડશે.

(એદલ અંકલેસરિયો આવેછે.)

**એદલ**—બાઈ સાહેબ. સાહેબ મેરબાન, જાંગીર ભાઈ. આનંદ તો છો? હું મારી અરજના જવાબ સારે વાયદા સર આવવોછું.

**બાઇઆઇ**—એદલજી, તમારી માંગણી ધિક્કાર ભરેલી છે, પણ અમારી લાચારી આગળ અમે લાઇલાજ છીયે. તમારી જબર દસ્તી ઉપર મને વિચાર કરવાની ફરજ પડીછ અને-——

**એદલ**—તમે વિચર કયરો એ ગણું ઠીક કયરૂં છે, અને તમે મારો આત કબુલ રાયખો તે——

**જાંહગીર**—(તેના ઉપર ઉછળીને) શું? કાલું કર તારૂં, નીચ કુતરા! મારી માદર તરફ, મારી નેક બખ્ત માદર તરફ જરા નજરબી કીધી તો તારી આંખ્યો ફોડીને તારાં નેણ ડુલી કાહાડીશ.

**એદલ**—અરે શેઠ! મોડું તપાસો.

**જાંહગીર**—તું જાયછે કે બારીએથી ઉચકીને ફેંકી દેવું?

(ચાકરો દોડી આવેછે.)

**એદલ**—આ ચાયલો. મને જવાબ મયલો ને અવે ઉં એદલ બરચોખી મારૂં વચન બજાવીશ, ઉં કાલે પાછો આવીશ. (ચાકરને) શીરીનબાઈ છે કે?

**ચાકર**—નહીજી. તેવણ બેલની શીગરામમાં બેસી કેથે બાહાર ગયાંછ.

**એદલ**—ધાસતી નહી. કાલે બરાબર આજ વખત તમે મને આ ગેરમાં પાછો જોશો. (ચાકરો સાથ જાયછે.)

**બાઇઆઈ**—કાલે બખ્તયારજીની આ બુલંદ હવેલી અદાલતની ટાંચથી નાજરના હાથમાં જશે અને હું સુરતના કીલ્લામાં બંદીખાને પડીશ.

**જાંહગીર**—માતા, ધીરજ રાખો. ખોદાપર સબુરી રાખો. શું દુનિયાંમાં ગરીબો જીવતાં નથી?

**બાઇઆઈ**—મારી હૈયાતીમાં હું તુંને ભીખારી વેશે કેમ જોઈ શકીશ? જાંહગીર, તું નખોદ વાળવા બેઠોછ.

**જાંહગીર**—માયજી, મને માફ કરો. હું તદન લાચાર છું. ઓ ! હજી તો બધું તમોને કહ્યું નથી, મને પડતો નાખો. મને જરા વિચાર કરવા દેવો. (જાયછે. બાઇઆઈ જવા માટેછે, પણ ભુલ્યો આવેછે.)

**ભુલ્યો**—(પાછળથી હાંક મારીને) છીત ! બાઈ ! છીત !

**બાઇઆઇ**—એ કોણ?

**ભુલ્યો**—એ તો હું ભુલ્યો હોતો સું. નામે ભુલ્યો સું પણ કામે ભુલ્યો નથી. મને બધી ખબર સે બાઈ, ને હું દુખી સું.

**બાઇઆઇ**—તું શું જાણેછ?

**ભુલ્યો**—છું કહું? પેલી ભોલીજાનના હાતપર ફછતી વખતે મેં છેટને બહુ વાલેલા.

**બાઇઆઈ**—શું એટલો નવો ફસ્યોછ? શું એ દુકતીના હાથમાંથી એ છુટો નહી થાય, ભુલ્યા?

**ભુલ્યો**—નહી છું થાય? પણ એ પોરી એને બહુ બાજી રહેલી તે? ને છેટનું દીલ પોસું પયડું તે મોહની લાગેલી. બાકી બીજો જેવો હોત કની તો એ પોરીનો રછતો કરી લાખત.

**બાઇઆઇ**—હજીબી કાંઇ રસ્તો બનશે? પૈસા ખર્ચતાંબી શું કાંઈ નહી બને?

**ભુલ્યો**—હો! નહી છું બને? છેટ માનતા નથી. મેં છેટને કહેલું કે એક છપાટામાં એ પોરીને ઠેકાણે પાડી આવું. કોણને પડીસ કે ધન ક્યાં ગઇ તે પુસેબી? છવાયકે છેટ પોતેજ જો જાણે તો મારો જીવ લેય.

**બાઇઆઇ**—પણ એ દુકતી જશે?

**ભુલ્યો**—હો! આ બંદો મુકી આવે તો બછ કેની? પણ છેટ મને પોતાના રૂમાલની એધાણી આપે તો હું કરૂં. તમે લાવી આપછો બાઈ?

**બાઇઆઇ**—રૂમાલ શાનો?

**ભુલ્યો**—એ પોરીએ એક રેછમી રૂમાલ પોતાને હાથે ગાંઠવાલીને છેટને એધાણીમાં આપેલો ને એ રૂમાલની એધાણી હું લઇ જઇને બતાવું કે એ પોરી મારી છાતે છેટને મળવા હું જેણીફા લઈ જાઉં તેણીફા સાલી આવે. એ રૂમાલ મને લાવી આપો ને પસી હું બાપ બાઈના છોગંદ લઉં કે આજ પસી ભોલી જાન મારા છેટનું નામ નહી લેય.

**બાઇઆઇ**—રૂમાલ લાવતાં શી વાર? ઉભો રેહ. હું હમણા લાવુંછ. (જાયછે.)

**ભુલ્યો**—પેલી છીરીન અગાઉથી ભોલી જાનને મળવા ગયલી. તે ગાલ્લીએ જઈ પોંસે તેની અગાઉ હું હોડીએ જાવાછ ને કાંઈ ભુલમ ભાલમ નહી થાય તે હું ભુલ્યોજ જોવાછ. ભોલી ધન મારા છેટના માર્ગમાંથી આઘે જાય, છીરીન પેલા બમનુને ધિક્કારે ને મારો છેટ છીરીન છાત પયણે એ મારૂં કામ સે. (બાઇઆઈ પાછી આવેછે.)

**બાઇઆઇ**—(સ્વગત) મારા દીકરાની જરા આંખ લાગીછ તેટલાં આ રૂમાલ તેની પાસેજ પડેલો હતો તે ઉચકી લાવીછ. (મોટે) લે મારા દીકરાની આ ઇધાણી. અને આ પૈસાબી છે તે આપીને તેને કાહાડ! (રૂમાલ તથા પૈસા આપેછે.)

**ભુલ્યો**—એ રૂમાલ છેટે આપેલો કે?

**બાઇઆઇ**—તારા માગવાથી હું લાવી.

**ભુલ્યો**—ટાણે છેટનો વિચાર ફયરો! તેવણ હવણા તો એ ધનને પોતાથી દૂર કરવા ના કેહેતાથા.

**બાઇઆઇ**—તેનું તારે શું? તુંને તો આ ઇધાણી મળી?

**ભુલ્યો**—હાજી. ને હવે હું મારૂં છુજીઉં કરાછ, હું ધનને રછ-તામાંથી કાઢાછ.

**બાઇઆઇ**—હા. હા. મારા દીકરાને ફસાવનારી એ પીડાને દૂર કર. એ પાપને અંહીથી પટાવ. પૈસાથી તે પાર પડશે.

---

## પ્રવેશ ૩ જો.

ભાઠું. તેહમુલદારૂનાં ઝુપડાંની બાહારનો દેખાવ. ધન કસતી વણતી બેઠીછે. જીવી વાસણ માજેછે.

**જીવી**—રડ ના! રડ ના! ધન, સાલ બસ્સું ના થા.

**ધન**—(રડતી) એહોન વધતોં આવવાનોં જો! જીભરાયોં મારોં ધણી હવે વધતોં આવવાનોં.

**જીવી**—આમ હોય? પોતાની પયની અછતરીને કાંઇ આમ તજી દેવાતું સે?

**ધન**—મેં હીજા પાસે કાગદ લખી મોકલ્યોં, તો નહી તેનોંબી જવાબ મળે કે નહી હીજો મળે.

**જીવી**—કાગદ? છાનું કાગદ?

**ધન**—મારોં ધણી મારે થકી મદદ મુજાયછ તેને ધીરજ દેવા મેં લખ્યોંછ. ઓ! હું મરોંરે મારોં જોંગીર!

**જીવી**—સાલ, સાલ, સેડાં ના કાહાડ.

**ધન**—અરે પણ મેં કોંહ નોં કર્યોં? ગમે તો મને તજી દેની, મારોં પરાણ. ઓ હું મરોંરે મારોં જીવના હાર! તોં શુખી થાય તેમ કરરે મરોં!

**જીવી**—એ શું બકતી સે? ધન કાંઈ અકલ સે કે?

**ધન**—જોરે જીવી. મને કેહ, અખઇ રહ્યોં મારોં બાવંન મને કેહ કેજે હું એના દુશમનનોં નસીબમોં નડાશ. એહોંણના શુખમાં હું આડે આવી જો જીવી! હું જો નહી હોવું તો એ જીભરાયોં શુખી થાય. મુઇરે હું અવડ! જીવી, મારોં મોત આવે તો કેવોં શારોં? મારોં વરનોં રસ્તામોંથી જાઉ ને મારોં એ જીવ પરોંણને ધીરજ આવે.

**જીવી**—ગાંડી! ગાંડી! એટલી વારમાં વરવહુ પયણીને થાકી ગયાં? પણ ધન તું એમ ધારેશબી કે તારો માટી એવો બેઇમાન હોય?

**ધન**—નહીરે વાય! નહીરે વાય! મારોં વરને કાંઈ કેહતી નોં જો જીવી, નહી તો તારા ડોળા ધરીને ખેંચી કહાડાશ. જીભરાયોં મારોં વર કાંઇ બેઇમોંન નથી. ધનનો ધણીજ ધનનું ધાન રાખશે.

**જીવી**—હવે કેવી ડાહી! નકાઇ થાય તોબી છાઇજ માગીયે. સાલ, હવે જરા હછ ને હછી ખુછીથી જરા મારી આગળ ગીત ગા.

**ધન**—(ગાયછે.)

### ઠુમરી—કલ્યાણ.

છીયે સુખી ઝુપડે વશી,
દ્રવ્ય માલની જંજાલ ના જીવે કશી૰ ટેક૰

ગરીબી જીવતરમોં,
ના કુદાકુદી ધમોંધમ ના પડિયે ધસી૰ છીયે૰

ઉદ્યોગી શનસારમોં,
લોભી છળ કપટમોં ન જૈયે ફસી૰ છીયે૰

મેનત આપણી છે મોજ;
ઉદ્યોગ આરરા મણિ જાણો જો ધ્રસી૦ છીયે૦

અંગ રૂપાલું નિરોગી,
માતિ દીલ કાઢિ ખીલ હાડકાં કશી૦ છીયે૦

જીવી—આહા! જાણે એ ગાતી સે ટાણે એનો છાદ છાંભળવા પંખેરાઓ ડાંખલીએ ડાંખલી સૂપ બેઠી રેહતાં સે ને ઝાડો ખડખડ ખડખડ કરીને કાનમાં હરૂછે હછતાં બંધ પડી જાતાં સે. એના ગીતના મીઠાછથી બધી હવા મીઠી ખછબોથી તર થાતી સે ને એ ગાઇને સૂપ બેછતી સે ટાણે હવામાં એવું તો કાંઈ સુપસુપાટ રેહતું સે——

ધન—એ પેલોં શોમબેથી કાન આવેછ? ગાડી રસ્તોં ભણી ઉભી રખાવેશ ને ઉતરીને આપણોં તરફ આવેછ. એ કાન બૈરાં છે?

(શીરીન આવેછે.)

**શીરીન**—(સ્વગત) "ભોલી જાન" એ કે?

**ધન**—બૈરાં, કાનને પુછોરા મરોં? તમે કાન?

**શીરીન**—મારૂં નામ શીરીન છે.

**ધન**—મારોં નોંમ ધન છે મરોં.

**શીરીન**—આય ગામની અલબેલી જે ભોલી જાન કેહવાયછ તે તમે કે?

**ધન**—ને તમે શેહરની અલબેલી શીરીન કેહવાયછ તે જીભરોયોં?

**શીરીન**—(સ્વગત) કેવી સુંદર!

**ધન**—(સ્વગત) કેવી નખરોંબાજ!

**શીરીન**—આપણે એકેકનાં હમનબર્દ છીયે.

**ધન**—કાન? કાન? હારેમન બલદ? હરમોંનનોં બલદ છો?

**શીરીન**—હરીફ! હરીફ! દુશમન!

**ધન**—ઓવારોં! દુશમન કાન મુવોં?

**શીરીન**—હું તમારી દુશમન છું.

**ધન**—હેં? ઓ વહીરે માય! દુશમનથી તો નોંશી જાઇયે જો.

**શીરીન**—ઉભી રેહ બાઈ, ઉભી રેહ. હું દલગીર છું કે હું તારી હરીફ છું. કાં કે તું તો ખરેજ પ્યારને લાયકની પુતલી છે ને તારી મેં અદેખાઈ કીધીછ તેથી હું પસતાવો કરૂંછ.

**ધન**—અરે નોરે મરોં નોં ! શું કોંમ પશતાવો કરોછ? મેં કોઈનું બગાડયું નથી.

**શીરીન**—આ અક્ષર તું ઓળખેછ બાઈ? (કાગળ બતાવેછે.)

**ધન**—હાજી. એ મારાં હરફ. એ નામું તમારા હાથમોં કેમ આયાં હોશે?

**શીરીન**—હું બધું જાણુંછ. તારાં ફાણુશાની નિશાન મેં કાલ રાતે જોઈ. એ નિશાન ઉપરથી મેં તેને આવતાં જોયો અને તે બેવફાની મારી તરફની બેવફાઈ વિષે મારી ખાતરી કરવા હું પોતે જાતે અંહી આવીછ.

**ધન**—બાઇ મનીએ એમ આવવું?

**શીરીન**—મારી ગુપ્ત ઉમેદની તલાશ હું બીજાંને કેમ સોંપું અને કોણને સોંપું? મારા કોઈ માબાપ, ભાઈ બેહન નથી. જેના ઘેરમાં હું રહુંછ તેનાથી જેને હું ચાહુંછ તે છુપ્યો છે. માટે મારી મેળેજ હું તલાશ કરવા આવીછ. પણ ભોલી ધન, તુને મારી નજરે જોયા પછી હું ખરાં દીલથી તુને ચાહુંછ.

**ધન**—ઓ ઢઈરે! ઓ મરી જોઉરે!

**શીરીન**—આજ પછી આપણે હરીફ નથી. કાંકે જેને હું ચાહતી હતી તે તુને ચાહેછ માટે તેને હવે હું ચાહતી નથી. હું તેને ધિક્કારૂંછ, ખરાં જીગરથી ધિક્કારૂંછ.

**ધન**—શાં બોલ્યોં? તું તેને ધિક્કારે! ઓ તું મરેરે ધરાની લેનારી! ઘેર બેઠાં મારાં ધરો લેવા આવી? મારાં ધરો પબોરીને આપોંરે તુને!

**શીરીન**—નાદાન, તું સમજતી નથી. તારો યાર તુને મુબારક છે!

**ધન**—યાર!

**શીરીન**—હા. તપાસજે ધન કે તે તુને નાહક ફાંસમાં નાખે નહી.

**ધન**—ફાંશમોં નાખે? કાને કહ્યોં? નહી, નહી. તે તો જીભરાયાં મારાં વર થાય. મારાં પરણ્યાં ખાવન? તે મને ફાંશમોં નહી નાખે.

**જીવી**—(ધનને સ્વગત) હંમ! ધન! હંમ?

**શીરીન**—શું? તારો પરણ્યો બાવિદ?

**ધન**—(સ્વગત) મુઇરે હું? મેં શોં કાચાં કાપ્યાં?

**શીરીન**—તું તેની ધણિયાણી છે, ધન?

**ધન**—(ધચુપચુ) હા, નહી, હારેજી. અરે નહીરે વાય?

**શીરીન**—તું ગભરા ના, મારી વ્હાલી બેહન. તું ખરેખરૂં કેહ. હું કોઇને કહીરા નહી.

**ધન**—મરેરે! હું તો નહી કેહવાની હુતીજે ને કેહવાઈ ગયાં.

(ભુલ્યો પછવાડેથી આવેછે.)

**ભુલ્યો**—(સ્વગત) હાય! હાય! આ તે મારી અગાડીની આવેલી સે. રખે કાંઇ ભરમ ફોડી દીધો હોય!

**શીરીન**—હું નથી માનતી, છોકરી, કે તે ખુલ્લાં દીલથી તુને પરણે એટલો ઇમાનદાર હોય. તારાં લગ્નની શાબેતી શી છે?

**ધન**—(લેખ કાહાડી બતાવેછે) જોવ આ લેખ! મારાં લગ્નની એ જામીનગીરી. (જીવી અને ભુલ્યો બંને ધસી આવેછે.)

**ભુલ્યો**—ધન, ધન, વસન આપેલું ભુલતી સે! (લેખ શીરીનના હાથમાંથી ઝુટાવી લઇ ધનને પાછો આપતાં) તુંએ આતછપર લોબાન મુકીને છોગંદ ખાધેલા કે એ કાગલિયું કોઇને દેખાડવું નહી.

**શીરીન**—અરે ખારવા! તું અંહી!

**ભુલ્યો**—હછવે!

**શીરીન**—ધન, તારી નેકીને ધન છે. અરે! તારી પવિત્રાઈને શાબાસ છે. તારી પાક દામાન ઉપર બદગુમાન લઈ જવા સારૂ હું તારી માફી ચાહુંછ. મોટાંઓ ગરીબોને પોતાથી હલકાં ગણેછ પણ આજે મારી ખાતરી થઇછ કે ગરીબ ઘેરોમાં એવાંબી ગોહેર વસેછ કે જેઓની મોટાંના ઘેરમાં ખરેખર નવાઈ છે. હું એટલીજ અરજ કરૂંછ, બેહન, કે હું અંહી આવી ગઈ તે બહમનને કેહતી ના, અને ભુલ્યા, તારી ચુપકીદી તો પૈસા ખરીદ કરશે.

(ભુલ્યાને પૈસા આપી તથા ધનને ભેટીને જાયછે. જીવી તેને મુકવા જાયછે.)

**ધન**—(ભુલ્યાને) બહમન! એ કાન બહમનને શારૂ બોલી! હું તો તેને ઓળખતીબી નથી!

**ભુલ્યો**—એણે છેટનું નામ દીધેલું કે?

**ધન**—નહી. બસ મને કેહ જે બહમન આગળ બોલતી નીં. ભુલ્યા, મારાથી એની આગળ લગન કબુલ કરી દેવાયોંચ!

**ભુલ્યો**—પણ જાંહાગીર છેટનું નામ તો દીધું સે નથીની? ટાઉ છું? જોની બાઈ, એ બહમનને સાહતી સે, ને તું બહમનનેજ પયણા સું એમ એ છમજતી શે.

**ધન**—ઓ વાય! તેયારે તો શારોંજ થયો કે મારો વરનો નોમ એ જાણતી નથી. ઓળાશો કરવાનો વખત આવે તો સુધી એ ભરો-મમો ને બહેરામમાંજ કુટાવા દેજે. (જીવી પાછી આવેછે.)

**જીવી**—દીકરા ભુલ્યા, આજ અતારે તું કાંહાંથી આયવો? છેટ વગર એકલોજ કેમ આયવો?

**ભુલ્યો**—હું તો બોલીબાઈ પાછ કામે આવેલો. છેટનું કામ સે.

**ધન**—હંકે? જીભરોયોંએ મારોં કાગદનો જવાબ આપ્યો હશે.

**ભુલ્યો**—ના. મને તો છેટ મોહડેથીજ કેહતો સે.

**જીવી**—પણ આજ કાંઈબી સે. ભુલ્યા, આજ તુને છું થાતું સે? તું તાડી જેવો ફીકો કેમ સે? તારી આંખ લાલ સોલ કેમ સે? તેં આજે દારૂ પીધોસ?

**ભુલ્યો**—(સ્વગત) આજ પીધેલો હોવું તો બહુ છારૂં.

**જીવી**—પણ ભુલ્યા, તું બીતો સે! તું ધુજેસ કેમ! ઓ દીકરા! મારા દીકરા! કેહ તુને છું થાતું સે?

**ધન**—હોવે જો ભુલ્યા. આજે તું રોજના જેવો રંગીલો નથી. તું બોલતો કેમ નથી? મારા જાંગીરના મદદને કાંઈ થાયું તો નથી? તે-હોન સારી કોંની તો શે?

**ભુલ્યો**—પણ હું કેમ બોલું? વાત અરૂછેની સે તો આ મા થતી બીછે તો બોલું કની? જાની જીવી. તું જા.

**જીવી**—હું જાતી સું. પણ મુવા તું છારો સે?

**ધન**—
**ભુલ્યો**— } જીવી, હમણા તો જા.

**જીવી**—આ સાલી. પણ મને કેહની મુવા. દીકરો થાઇને માને કેહેતો સે નથી. (જીવી જાયછે.)

**ભુલ્યો**—ધન, તેણીકા તો નબોદ વલી ગયું. બખત્યારજી વાળા-ઓનું તો ખાનુ ખરાબ થયલું.

**ધન**—ઓ ભુલ્યા! એમ નાં બોળરે!

**ભુલ્યો**—નહી બોલાછ તો કાંઈ નહીં થવાનું સે? તારો જાંહાગીર ઠાર માર્યો જાછે, ને તે તારે લીધે. તું છાત પયણી તેથી.

**ધન**—અરેરે! ભુલ્યા, મને મારા વર પાસે લઈજા.

**ભુલ્યો**—તે છાઇજ આવેલો તો. જો બાઈ, તને તારો માટી થતો બોલાવેસ. (રૂમાલ બતાવેછે) આ તેની એંધાની! ખરી? સાલ હવે તેયાર થા મારી છાતે જવા.

**ધન**—પણ મારો જાંગીર મને ક્યાં બોલાવેછ?

**ભુલ્યો**—પુલના આપારના સેડાપર. પુલનાં પેહલાં ભુગલાંની હેઠલ. તીકા એ હોડીમાં બેઠીને આવેછ ને તેણીકા તુનેબી હોડીમાં લઈ જવાની.

**ધન**—ક્યારે? હમણાંજ?

**ભુલ્યો**—નહી, રાત્રે છાત વાગેને જાઈછું. રાત અંધારી સે, સંદ્રમા મોડો ઉગેસ તે વખતે બરાબર તુને બોલાવી સે.

**ધન**—ઓ મારો જીભરાયાને મળવાનો શાત ક્યારે વાગશે! ભુલ્યા, દાદાર હોરમજ મારા વરને શુબ આપે તેની દુવા શારૂ હું ખદાયજીની બંદગી કર્યા કરશ ને શાત વાગતે તુને અંહી પાછી મળશ.

**ભુલ્યો**—પણ જો બાઈ. કોઇને એ કેહવાનું નથી હો! જો કોઈ જાણે નહી!

**ધન**—ઓ વાય નહીજ તો! તું ને હું વગર બીજો કાન જાણશે?

(જાયછે.)

**ભુલ્યો**—ઓ! આ મને શું થાતું સે! એ આખ્ખાં અંગમાં અગન છાની બલતી સે! ઓ મા! ઓ માડી જીવી!

(જીવી દોડી આવેછે.)

**જીવી**—ઓ આવી, મારા દીકરા. ભુલ્યા, તુંને શું સે? કેહ તારી માને.

**ભુલ્યો**—જીવી, મને કાંઈ તાઢનું લખલખું ભરાઈ આવેલું. ઓ! હું બેભાણ થાતો સું. મને જરા તાડી પાઇને ઓછયાર કર.

(જીવીના ખોલામાં પડેછે.)

---

## પ્રવેશ ૪ થો.

સુરત. તાપ્તીના કિનારા ઉપરના સરકારી પાર્કની બાહારનો રસતો.

**શીરીન**—(ગભરાટમાં આવેછે) અરે! હવે શું કરૂં? આ સરકારી બાગમાંના જનાવર વાઘથી બીહીને મારી શીગરામના બલદિયા ગાડી સુધાં લઈ નાઠા. હું તમાંથી કુદી પડી, હાંકનારો તેપરથી ઉડી ગયો તે શીગરામની પછવાડે દોડ્હી દરવાજાના રસતા તરફ નાઠો, ને હું અંહી આવી. સારૂં થયું કે પુલપર બલદિયા ચોંક્યા નહી, નહીતો કે ગાડી શુધાં કદાચ તેઓ નદીમાં ચાલ્યા જતે. પણ વળી સારૂં થયું કે બાહાંથી પાછી ફરતાં અકસ્માત થયો. જો જતાંજ ફજા થઈ હોતે તો હું મોલીજાનને મળી કેમ શકતે? અને લુસ્ચા બહમન વિષે જે ભય ભરેલો ભેદ મેં શોધી કાહાડયોછ તે હું કેમ શોધી શકતે? અરેરે બેવફા બહમન! મારા જીગરનાં હેતનો આ બદલો! કંગાલ છોકરા! તુંને અમારાં ઘેરમાં આવીને ઉતારો લેવાને હજી તો એક મહીનો થયો નથી, તેટલાં તો તું ગામડે ગામડાં ફરી વલ્યો ને મોલીજાનને પરણીબી ચુકયો! અને હજીતો તારા નાપાક હાથ એ પાપથી ભીંગેલા છે તેટલાં તું વળી મને ઠગીને મારી સાથ લગ્નની પેવંદથી જોડાવાના બીજાં પાપમાં મને ફસાવવા માગેછ. હું બીહતીતીજ! દેશ પરદેશ ફરનારના એજ હાલ! મુસાફર બાઈ, જ્યાં જ્યાં જતો હશે ત્યાં એકક ઓરતને પરણ્યો હશે. કેવી ભય ભરેલી શોધ! ને તે કરતાં આ કેવો ભય ભરેલો અકસ્માત!

**હીજો**—(અંદરથી) હે ફીકલા! ફીકલા હોત! આ તારી બાઈ આણીફા છે. (હીજો આવેછે.)

**હીજો**—બાઈ પેલો તારો ગાલ્લીવાન તુને ઢુંડે.

**શીરીન**—તે ગાડીને સલામત પાછી લાવ્યો કે?

**હીજો**—ગાલ્લી તો લાયવો. પણ બલદિયા ડરેલા ડોમેલા નહી, ને વળી આણીફા આવીને નાનપરાં ભણી, તારા બંગલા ભણીજ નાઠેલા. હું મજેના બલદિયા! આબાદ ઘેરનો રહતો લીધેલો. માણહો રહતો ભુલીને ઘેરની બાહાર ભટકે તારે આ જનાવરો પાધરાં ઘેર જાય.

બાઇ, તારે પણ ઘેરે જવું હોય તો ચાલ મારી હાતે. તારો ગાડીવાન ફીકલો મને કહી ગયલો કે તુને હંભાલીને તારે વાડેજ લઈ જવી.

**શીરીન**—મારી વાડી ઘણી દુર છે. તું મને કેમ લઈ જશે, ભાઈ?

**હીજો**—જો મને ચાર પગ હોત તો તુને મારી પીઠપર બેહાડીને લઈ જાત. તોએ બાઈ તુને ગમે તો તુને મારા માથાપર બેહાડું, તુને ગમે તો મારી ખાંધે બેહાડી લઈ જાઉ.

**શીરીન**—જરૂર નહી, ભાઈ. તું મને રસતો બતાવશે તો હું ધીરે ધીરે ચાલી જઇશ. પણ સબર. સામેથી કોણ આવેછ?

**હીજો**—એ તો બાઈ તારીજ ગાડી પાછી આવેલી. પણ તે હાંકતો કોણ છે? ઓ હો! બખત્યારજીનો જાંગીર! લે તારે તો બાઈ તારૂં ઠેકાણું લાયગું. (જાંહગીર આવેછે.)

**જાંહગીર**—શીરીન, તું ક્યાં ગઈતી? માયજીએ તુને શોધવા મને મોકલ્યોછ. રસતામાં તારી શીગરામ ખાલી લઈને બલદિયા નાહાસતા જોઈ હું ગભરાયો. બિચારા ગાડીવાન ફીકલાને પગમાં વાગ્યુંછ તેને ઘેર મોકલ્યો અને બલદિયા મને જોઈ ઉભા રહી ગયા તેમને હાંકીને તારે વડે હું ગાડી પાછી લઈ આવ્યો.

**શીરીન**—જાંહગીર, વાઘને જોઇને આપણા બલદિયા ચોંક્યા. સારૂં થયું કે તું આવી લાગ્યો. બિચારો આ ગરીબ ગામડિયો મારી મદદે આવ્યો તેની સાથ હું ઘેર ચાલતી આવતી હતી.

**હીજો**—હઉવે. હાબ મેરબાન, જાંહગીર હેટ. હારૂં થયું કે તમે મને મયલા. હું તમારે ઘેરજ આવતોથો તેટલાં આ બાઈની ગાડીને કજા થયાથી અંહીજ થોયબો.

**જાંહગીર**—હીજા, તારી લાયકી છે. પણ શું તું મને શોધાતોતો?

**હીજો**—હાજી. તમને આ કાગદ આપવા આવેલો.

(કાગદ આપેછે.)

**જાંહગીર**—કાગળ! (લઇને સ્વગત) મારી ધનનો કાગળ છે. તેની મીઠી મોહબતનો પેગામ. (વાંચેછે.) "મારા જીહાંન વરણના "જાંહગીર, તું મને કહી સિધાવ્યો કે હું તારી બરાબીનું સુખ શું "ત્યારથી મારી ઉંઘ ને ભુખ, મારૂં ચેન ને સુખ મેં ખોહી દીધાંછ.

"હું તારાં સુખમાં આડે આવવા ચાહતી નથી, અને અગર જો તું "આજે મને આવી મળશે નહી તો આજની રાત પછી તુને દુઃખ "દેવા સારૂ તું ફરીથી નહી જોશે—તારી ઇમાનદાર ધન." ભોલી! નાદાન! શું તું જીવપર કરવા માગેછ?

**શીરીન**—(હીજાને) ભાઈ તુને તસ્દી પડીછ તે માફ કરજે ને——

**હીજાને**—હુરત હેરની અલબેલી હીરીન હાથ વાત કીધી તેમાં તજદી હાની? એવી તજદી રોજ આપજોની બેહન. (જાંહગીરને) ભાઈ હાબ, જાતો છું. હાયબજી. (જાયછે.)

**શીરીન**—જાંહગીર, હું તારી તકશીરવાર થયલીછું. હું મૂર્ખ બનીછ અને નાદાન છું કે આપણ વિષે માસીજીએ રાખેલી મુરાદમાં હું ચૂપ રહી તુને ગેર ઇનસાફ કરતી આવીછ. પણ આજે મેં ભેદ ખોલવાનો ઠરાવ કીધોછ. કાલે તે મારી મરજી વાપરવાનું મને છુટાપણું બખશ્યું તે તારી લાયકી હતી, પણ તેના બદલામાં મારી મરજી એટલીજ વાપરૂંછ કે તારો હાથ કબૂલ રાખવાની ખુશાબખ્તી માસીજીને આજે હું કેહેવા માગુંછ.

**જાંહગીર**—શીરીન, તું હજી પુરેપુરૂં જાણતી નથી.

**શીરીન**—મને જોઇયે તે કરતાં મેં વધારે જાણ્યુંછ. હું તુને સાફ કહુંછ, કે તું મને તારી પોતાની વીરૂધ સમજાવવા આવશે તે હું હવે નથી સાંભળવાની.

**જાંહગીર**—પણ મારી આબરૂ તું નથી જાણતી, શીરીન.

**શીરીન**—ને હું જાણવા માગતીબી નથી. બીજાઓની આબરૂ તપાસતાં હું પુરતી ધરાઇછિ. જાંહગીર, વધારે વાત ના કર ને જે બન્યું હોય તે ભુલી જા.

**જાંહગીર**—હા શીરીન, હું ચાહુંછ કે હું ભુલી જાઉં. ઓ! ચુપકીદી જો હસ્તીની નીસ્તી બનાવી શકે તો હું સદા ચુપકીદો રહું. (તેઓ જાયછે.)

---

## પ્રવેશ ૫ મો.

રાતનો વખત. ગડગડાટ અને વીજળી. ભાઠાંનો નદી કિનારો. સાની પારે સુરત. કિનારા ઉપર રેતીના ડુંગરા અને ઝાડો. નદીમાં એક હોડી તરતી છે. ધન આવેછે.

**ધન**—ભુલ્યો કાં હોશે? મારો આવન પાશ મને લઈ જવા ઓંહ મને મળવાનો હતોની? હોડી તો તેયાર છે પણ આ કેવી બિહામણી રાત! ઓ માય! વીજલી કે નરો જોણે બપોરિયા! ઓ ભુલ્યા! (ભુલ્યો આવેછે.) ભુલ્યા, શું છે? કેમ, તું બીહેછ કેમ?

**ભુલ્યો**—(તાઢે ઠડડડતો) હી! હી! હી! હી! જોકે તાડી ઘણી મોઘી મળતી સે તોભી એક ઘડિયું ભરી તાડી એક ટાંછે પીતાંબી! તાઢ ભાગતી સે નથી. સાલ ધન, તેયાર સે કે?

**ધન**—પણ ભુલ્યા, તું તો ધ્રુજેછ?

**ભુલ્યો**—મને ગગડાટનો ભે સે. આ વાદળ ગાજતું સે ને મારાં ગાત્રે ગાત્ર ઢીલાં થાતાં સે.

**ધન**—પણ તોફાન નરમ પડે તાં લગીણ થોભીયે તો?

**ભુલ્યો**—ને તેટલે તુફાન વધ્યું તો? તું સાલ. જે રછતો કાયપો તે ભલો. જાંહગીર વાટ જોતો હોછે.

**ધન**—ત્યારે તો વેહલો ચાલ. મારાં જાંગલાની દોવાથી આંવાં ઇજત મોંય આપુણે સંભાલશે.

**ભુલ્યો**—ને જો તુફાન રૂઠછે તો જરાવાર આપણે પાસા ઉતરી પડીછું. કેમ, સાલીયે કે?

**ધન**—હા. જીભરોયોં મારાં આવનને મળવાના ખ્યાલથી મને કેવી ધીરજ વલેછ. પણ આજે કાન જાણે શું છે કે મારાં પેટમાં એક જાતની ફાલ પડયા કરેછ. મને કાંઈ રામજાતું નથી.

**ભુલ્યો**—(સ્વગત) મને છમજાતું સે. (મોટે) બાઈ, ટાહેલું કયેરા કરેસ કે સાલેસ?

**ધન**—હા, ચાલ ચાલ. પણ ભુલ્યા, તારા પગ લપેરા ખાયછ.

**ભુલ્યો**—એ કહુંસની કે મનેભી કાંઈ છેતાને ઘેરેલા. મારૂં ગ લુંજ બહુ ધ્રુકાતું સે. તાડી પીવું પીવું ને અંગમાં બોખાર ને ગળામાં છોખાર લાગેલી. (વરશાદ પડેછે.)

**ધન**—અરે! પણ આ તોં વરશાદ વરશેછ, ભુલ્યા!

**ભુલ્યો**—ફિકર નહી. હોડીમાં છેટનો મોટો ઝબ્બો સે ને સત્રીભી સે. સાલ બેહન.

**ધન**—શંભાલજે ભુલ્યા. મટોડી ચીકણી થયલી છે. તારા પગ નથી ઠરતા. તું આજે શાવધ નથી. તોં આવોં તોફાનમોં હોડી કેમ ચલાવશે?

**ભુલ્યો**—સાકટો હોવું તેજ છારૂં. આજનાં મારાં કામને વાછતે મારે સાકટોજ થવું સે.

(તેઓ હોડીમાં બેસેછે. ભુલ્યો હાંકી જાયછે. ગડગડાટ અને વીજલી. હીજો ગાતો ગાતો આવેછે.)

### પીલુ—ઠુમરી.

**હીજો**—નદી કિનારે લાગિ લ્હેર, લ્હેકિની, લ્હેજતે હો૰ નદી૰

મધુર પવન વાતો, થંડ થંડ મંદ મંદ,
કેવી કુદરતિ મેહર૰ લ્હેજતે હો૰ નદી૰

ઘડિમાં ઉડતો ધુંધવાટો સુસવાટો,
રૂડચો કુદરતિ કેહર૰ લ્હેજતે હો૰ નદી૰

શિતલ વાય વા ધૂમ તુફાને,
ધ્રુજાવે ગામ શેહર૰ લ્હેજતે હો૰ નદી૰

હા. હા. હા. આજની રાત્રી તે મારી ખરી રાત્રી. જેમ મેઘળો વરહે ને વાદળ ગરજે તેમ મને હુર છુટે. ગાજ! મારા બાપ કરૂં, ગાજ! ને મારાં ઝુપડાંમાં હોબતી જોઇયે તેની ગરજ તારી ગરજનાથી હાર! મેઘળા, તું જો તુફાનમાં વરહે નહી તો ગુફામાં વાત હું કોણી હાત કરૂં? આ વખતે પેટ ભરતી તાડી જોઇયે. તાડીના બંધ કરનારનું તે બોદા હું ભલું કરહે! એ તો હારૂં થાઉં કે મને હીરીનબાઇએ આજે પેહા આપેલા. હજી તો પેહલી રાત્રી દેખું. પેહલાં હીગણપોર જઇને ચહ-

ડાઉ તાડી લાવું ને પછી મારા ગુફામાં આવીને એકલો એકલો મઝા કરૂં. જરા જાંસું તો પડહે, રાત અંધારી છે ને રહતામાં ચોરબોર મળો તો? હારી જાદ આવી. મારી નાની બંધુક આજે મને કામ લાગહે. મારી એ કરાબીન રોજ રોજ હાફ ફયરા કરૂં ને વાપરતો તો છે નથી. આજે તે લઇ જાવું મારી હાતે, ને જો રહતામાં કોઇ ચોર મળો તો આ બંદાની બંધુકે તેને હરેલ હાપ કોહું ભાપ કરીને પોંહતો કરી આપાહ! (ગાણું ગાતો જાયછે.)

---

## પ્રવેશ ૬ ઠો.

સુરત. તાપી ઉપરનો હોપ બ્રીડજ. પુલ ઉપર છે. નીચે નદી વેહછે. પુલનાં બે આરસાંની વચ્ચે રેતીના બેટ છે. ભુલ્યો ધનને હોડીમાં બેસાડીને દૂરથી હાંકી લાવતો જણાયછે.

**ધન**—તું મને કાં લઈ જાયછ કાં, ભુલ્યા?

**ભુલ્યો**—બીહ ના. મને રછો માલમ સે.

**ધન**—પણ મારો જાંગીર કાં છે?

**ભુલ્યો**—આ પુલની હેઠલના બેટ ઉપર આપણને મળવા કહેલું. હમણા આવતો હોહે.

**ધન**—તાં લગીણ આપણે થોભશું કે? (હોડી બેટ આગળ આવેછે.)

**ભુલ્યો**—સાલ, આ બેટપર ઉતર, બાઈ. જો પગ છમાલજે. સટકી જાય નહી.

**ધન**—મને એ જગ્યા નહી ગમતી. આ બેટ તો કોઈ મુવાંની કબર જેવો લાગેછ.

**ભુલ્યો**—તુંને કહુંસ કે ઉતર! હોડીમાં ધામટ થાયસ! વેક વેહલી.

**ધન**—પણ ભુલ્યા! ભુલ્યા! તું એમ શોં કરેછ? તું મારી શાય એમ તાણાઇને કાંય બોલેછ?

**ભુલ્યો**—તું ઉપર સહડ તો ખરી, પસી તુને કહું. (તેને બેટપર ઉતારેછે.) હવે છાંભલ, જો હું તુને કહું, તું આમ ધુજ ના, પણ છાંભલ.

**ધન**—તું બોલની, હું શોંભલુંછ. હું કાંઇ બેહરી નથી.

**ભુલ્યો**—ધન, જાંહગીર છેટપર મારો કેવો પ્યાર સે, જાણેસ?

**ધન**—હા, તું વફાદાર છે.

**ભુલ્યો**—એકવારે હું જુવાન, ખુબછુરત, ગબરૂ સોકરો હતો. મારી મા ...વીનો જીવજ હું હતો. આજ એવો બિહામણો થયોસ કે કે તુને મારી ભણી જોવાબી નથી ગમેસ. તેનું કારણ શું, જાણેસ?

**ધન**—હા. મને મારાં જાંગીરે કહેલું.

**ભુલ્યો**—એ તેનું કામ સે. મારા આ માઠા અવતાર એનાથી થયલા સે. પણ તે અગાઉ હું એનો પરમાણીક મિતર હતો અને તે પસી પણ મારી ઇમાનદારીએ મને એની છાત બાજી રાયખો. એણે મારી છાત પસવાડેથી ઘણી ભલાઇ કીવેલી ને આજ હું એની છાત એવાં વસનથી બંધાયલો સું કે જો એ મારે લોહીનું એકેએક ટીપું માંગે તો તેભી હું કાઢી આપું.

**ધન**—ઓ મરેરે મારાં જાંગીર! કેવો ભલો! ને ભુલ્યા તું કેવો બુનીયાદ મનીખ!

**ભુલ્યો**—જો ધન, મોહડેથી મરૂં ઢરૂં કરવાનું બહું સેહલું સે. પણ પોતાના વસનથી કરીને બતાવે તે વધારે. જે ટાણે મને છેટે અગાસી પરથી નદીમાં લાખી દીધેલો, તે ટાણે હું સાહાતે તો એને છર..રમાં ઘછડી લઈ જાત, પણ મારાં વેર કરતાં મેં એનું છારૂં સાહીને માફ કીધો ને એની છલામતી છારૂ મારી ગેરછલામતી થવા દીધેલી. એ તે વફાદારી! તું તેમ કરછે?

**ધન**—હુંભી મારાં જાંગીરપર મારાં જીવ પરાંણ કાહાડી આપારા.

**ભુલ્યો**—હું ભાયડો સું, પણ તું તો બાયડી સે, તેની પયણી બાયડી સે. તારા માટીભણી તું તો વધારે વસનથી બંધાયલી સે, તો તું તેનું કેહણ નહી કરછે?

**ધન**—તેહોન જેમ કેહ તેમ કરવા તૈયાર છું. કાન મુવું નાં કેહછ?

(ભુલ્યો પણ બેટ ઉપર ચહડેછે. હોડી ધીમે ધીમે દૂર ધસડાતી જાયછે.)

**ભુલ્યો**—(તાણથી) વારૂં તારે ધન, મને પેલું કાગદ આપ?

**ધન**—(ગભરાઇને) કીયાં કાગદ?

**ભુલ્યો**—પેલું તારા લગનનું ખત. તારી પાછે તપાછીને રાખેલું સે તે આપ.

**ધન**—તે? તે તો મેં કોઇને કદી નહી આપવાનો શોગંદ લીધેલા.

**ભુલ્યો**—જો તારા વર અને તેનાં ભવિછની વસે એ કાગદ નડતું સે. એ કાગદ તેનું નખોદ વાળતું સે. હું કહુંસ કે તે મને આપ.

**ધન**—હું આપતે. પણ ઓ ! તે નહી આપવાનો મેં કાલેજ હડહડતાં કસમ ખાધોછ.

**ભુલ્યો**—આપ! બછ મને આપીદે!

**ધન**—અરે! મારી મુવેલી માવનો, મારાં બુજરગ બાપનો. મારાં ખાવનની જુવાનીનોં, મારાં પાકદામનનોં મેં કસમ ખાધેલાછે!

**ભુલ્યો**—હું તો એ ખત લેવાને! તે થકી હું તને ઓહ લાયવો સું.

**ધન**—તારે મારાં જાંગીર મને ઓહ નથી મળવાનોં કે?

**ભુલ્યો**—નહી. તેણેજ મને મોકયલો સે કે આ ખત તારા કનેથી લાવું. મેં તુને એના રૂમાલની એંધાણી બતાવી. સાલ લાવ જલદી, પેલી હોડી સુટી જાયસ.

**ધન**—ભુલ્યા, તું મને મારાં બાપ પાસે લઈજા, હું તેહોનને સમજાવીને શોગંદની મોંફી આવું ને પછી એ લેખ આપી દેવું. તેંજ મને આજે પેલી શીરીનનોં દેખતાં એ શોગંદની યાદ દેવાડીછ.

**ભુલ્યો**—નહી. એ તું મને આપે નહી તો હું તુંને પાસી લઈ જવાનો નથી. તું આપેસ કે નહી. (ધન સાથ રગડ અને ખેંચતાણ થાયછે.)

**ધન**—ઓ ભુલ્યા! હું મરી જાશ.

**ભુલ્યો**—કાઢ તારા ખીછામાંથી.

**ધન**—અરે! તે હવણાં નહી આપું. ઘેર જાઈ આપાશ.

**ભુલ્યો**—નહી! લાવ.

**ધન**—અરે! પણ ખત લેશે તોભી હું જીવતી રેહવાશ તાં સુધી એની બૈરી તો ગણાવાશ.

**ભુલ્યો**—તારે જીવતી ના રેહ! સાલ મર! મરીજા. નિકાલ લાવ. (તેને નદીમાં નાખી દેવા કરેછે.)

**ધન**—ઓ! હું મુઇરે! ઓ! મને મારી નાં નાખ! ઓ કોઈ આવોરે! (ભુલ્યાને ચપટ વલગી રેહછે.)

**ભુલ્યો**—તારાં ખતને લઇને નદીને તળીયે જા.

(તેને હડસેલો મારી નદીમાં નાખી દેયછે. ધન એક ચીસ મારી નદીમાં પડેછે, પણ પાછી ઉપર આવેછે અને બેટને વળગી રેહેછે.)

**ધન**—અરે મને બચાવ! હું આપોંછ! મને બચાવ!

**ભુલ્યો**—નહી. હવે નહી. હવે તો મરેલીજ ભલી.

(બેટ ઉપરથી તેનો હાથ ખેંચી કાઢી બોચીમાંથી દાબીને તેને નદીમાં પાછી નાખેછે.)

**ધન**—ઓ બાદા! ઓ જોંગીર! જોં——(ડુબી જાયછે.)

**ભુલ્યો**—(વાંકો વળીને જોતાં) મુઇ, ગઇ, ડુબી હવે! આ! (તેજ વખતે બંદુકનો બાર થયાછે. તેના ધબકારા સાથે ભુલ્યો ગોલાંટ ખાઇને નદીમાં ગબડી પડતાં.) આ! મુવો! મુવો!

(હીજો બંદુક સાથે પુલની ઉપર દોડી આવેછે. ગડગડાટ અને વીજળી.)

**હીજો**—(પુલ ઉપર ટીંગાઇને) અરે હું છે? હું છે? (ઠામલાને મથાલે ચઢીને) મેં તો કોઇ ચોર હમજીને બંદુક મારેલી. પણ આ નદીમાં તડફડીયાં કોણ મારતું છે? બચ્ચા હીજા! કોઇનો જાન બચાવવાનું પુણ લે. (ઠામલા ઉપરથી ઉતરીને નીચે આવતાં) ઓ! આ તો કોઇ ઓરત છે! કોઇ પારહણ છે! (ઉપરનાં લુગડાં ઉતારતાં) હાય! હાય! કોણ? આ કપડાં તો ધનના દીહે! ઓ ધન! મારી ધન! મારી વ્હાલી બેહન ધન! ઓ તું કીફા આવી પડી! હું આવેલો તને બચાવવા!

(બેટ ઉપરથી નદીમાં નખાવી દેયછે. તરતો દેખાયછે. ધનને એક હાથમાં ઝાલતો બેટ તરફ તરેછે. એક હાથે બેટ પકડેછે. બીજા હાથમાં તેની બગલ તથા ખાંધ વચે ધનનું ઉપલું અંગ બેશુદ્ધ હાલતમાં છે. પડદો પડેછે.)



## અંક ૩ જો.

---

### પ્રવેશ ૧ લો.

ભાડું. જીવીનું ઝુપડું. અંધારી રાત. એક દોરડીની તુટી ખાટલા ઉપર ભુલ્યો સુતેલો છે. જીવી તેની આગળ બેઠી બેઠી સીવેછે.

**ભુલ્યો**—(ઉંઘમાં) લાવ ટાણે તે લખ! કાઢ જલદી!

**જીવી**—(ચોંકીને) હાય હાય! મારો દીકરો છારો દાહડો ને છારી રાત આ લવારી લઇ બેઠેલો. હવે શું કરાછ! ભુલ્યા! ભુલ્યા! (તેને જગાડવા જાયછે) તું ઉંઘતો સે કે જાગતો સે?

**ભુલ્યો**—હં! હં! (જરાવાર થોભીને) આપ! આપેસ કે નહી?

**જીવી**—એ નહી ઉંઘેલો કે નહી જાગેલો! શું કરાછ! (પાછી કામે બેસેછે.)

**ભુલ્યો**—(ઉંઘમાં) જો તારો ટેટો પીછાછ! ટાણે આપીદે ખત! તારા ખીછામાં સે! તું ચીછો પાડછ તેથી કાંઈ વળવાનું નથી! જા. મરી જા! મર! (જાગી ઉઠીને) ઓ મા! જીવી! માડી, તું કેણીફા સે?

**જીવી**—કેમ ભુલ્યા! મને હાંક મારી, દીકરા? (પાસે આવેછે.)

**ભુલ્યો**—જીવી, ગલાંનો કાકડો છુકાઈ ચાયલો સે! જરા પાણી પા!

**જીવી**—દીકરા, તને તાવ બહુ સે. (પાણી લાવતાં) ઓ! જાણે આગના ભભુકા! લે, પાણી પી! પાણી પી!

**ભુલ્યો**—(પાણી પીને પાછો પડી જાયછે) અરે! માથામાં તો ધોંકા મારેસ! ઓ! મને છુવા દે માડી! મને શું કામ જગાયડો! રાન!

**જીવી**—તું તારી મેળેજ જાયગો ભુલ્યા, તું ઉંઘી ના જા.

**ભુલ્યો**—કાં? ઉંઘવા દેરે, રાન!

**જીવી**—અરે! પણ ઉંઘમાં તું ફાટું ફાટું બકતો સે. જાયગાજ કરની કે લવારી બંધ પડે.

**ભુલ્યો**—(ઉંઘમાં) સાલ ! લખત આપ ! વેહલી થા ! જો તને મારી લાખાછ હો ! નહી તો આપીદે !

**જીવી**—હં ! હં ! હં ! પણ કોણે કેહસ ? મને મારી લાખેસ, સુવા ? ખત છાનું માગેસ ? હું કીફાથી લાવું ? ભુલ્યા ! ભુલ્યા ! એ છું નકતો સે, મારા દીકરા ?

**ભુલ્યો**—(જાગીને) માડી, હું બકુંસ ! હું બકુંસ !

**જીવી**—તું તો મારી કને લખત માગેસ ને મારો ટોટો પીછવા માગેસ. સુવા કીયા બાપદાદા લખત મુકીને મરી ગયલા કે હું લાવું ?

**ભુલ્યો**—નહી, નહી. એ તો હું ઉંઘમાં બકુંસ. જીવી, જરા પાણી પારે ! રાન પાણીનીબી વાણ કરી મરેસ ? (પાણી પીને) પણ મા, આંહી મને કેટલા દી થયા ?

**જીવી**—દછ દી થયા તું આંહી પયડોસ. સેલા વરછાતની રાતે વા વજોડાંમાં વું ફછડાતો ફછડાતો લોહીથી ઝઝરતો ને પાણીમાં તરબોળ આવેલો.

**ભુલ્યો**—હા. હા. મને યાદ આવી, મા ! ઓ ગલું છુકાઈ જાતું સે ! પાણી પાતો !

**જીવી**—(પાણી લાવી આપતાં) તુને છું થાતું સે, ભુલ્યા ! તું મને કેહતો સે નથી !

**ભુલ્યો**—તુને છી ગરજ ? જે હોય તે ! મુગી મર !

**જીવી**—તું બીતો સે, મારા દીકરા ! તુને કોઈએ મુઠ મારેલી ! કાંઈ બાહારનું સે !

**ભુલ્યો**—કોણ કેહસ ? હું બીહુંસ ?

**જીવી**—નથી ? તુંએ મારા આ ઝુપડાંમાં સુપાઈ રેહવા કાં માગેલું ? તું આંહી સે તે કોને કેહવા કેમ નથી દેતો ? તુંએ તો કીકા વેદનેબી તેડાવા ના કહેલું ?

**ભુલ્યો**—ના, ના. કોઇને કેહતી રખે ! ઓ મારૂં માથું ફરેસ. મને ધરતો, માડી ! મને ધર ! કીકો વેદ આવીને છું કરવાનો ? પણ માડી, આ દછ દહાડામાં મને કોઈ પુસવા આવેલું ?

**જીવી**—કોઈ નહી. જાંહગીર છેટ આવેલા, બીજા કોઈ નહી.

**ભુલ્યો**—જાંહગીર છેટ ! પરમેછર તેને છુખી રાખો ! અરે વળી અગન બળેસ ! (જીવી પાણી પાવાનું ચાલુ રાખેછે.)

**જીવી**—છેટ તુને પુસતો આવેલો. તુંએ ના કહેલું તેથી હુંએભી ના કહેલું કે મેં તો ભુલ્યાને દીઠોજ નથી. અરે ભુલ્યા, ભુલ્યા! તારાં ભાયગજ ફુટેલાં! આજ તુને કાંઈ તડાકો પડવાનો દી સે. આજે તારા છેટ બખ્ત્યારજીના બંગલામાં કેવી ધામધુમ સે, ને તું અંહી પયડો સે.

**ભુલ્યો**—ધામધુમ! જોઇને!

**જીવી**—પેલી છીરીનબાઇ છાતે જાંહગીર છેટના વેહા સે.

**ભુલ્યો**—વેહા! અંતે પયણેશ કે?

**જીવી**—કાલે વેહા સે. કાલેજ.

**ભુલ્યો**—ને બિસારી પેલી ધ-ધ-ધ-ધન?

**જીવી**—ધન? કીડા સે? ધન બસારી તો ગેઈ, ભુલ્યા? ગરીબ મારી ભોલીજાન તો મરી ગઈ. (રડેછે.)

**ભુલ્યો**—જીવી, મારી આંખ્યો દુખેસ. આ દીવો કાઢ! મારી છાંયેથી એ બતી ઉસકી લે! મારાથી ઉજાલું જોવાનું નથી. (જીવી દીવો ઉંચકી લઇને પછવાડે મુકેછે.) સાલ મા, હવે ધનની વાત કર.

**જીવી**—હુંએ જાણેલુંજ રે! કે એ પોરી દુછમન નહી જીવવાની. છેટપર પ્રીત એની સાતીમાં એટલી બધી હાએલી કે તે ગુંગલાઈ જાતી ને હુંએ ધારેલુંજ કે પ્યારના ભારથીજ એની મમાઈ બપાઇની સાતી દબાઈ જાવાની! હાય હાયરે! ધન! હુતી તો પોરી ભાહાંની પણ કેવી મધુરી હુતી તે એનો માટી થતો છમજેલો નહી! મોટે ઘેરે પયણીને બસારીએ છું છુખ જોયું? તે થાને તો ભલું થાત કે તે હીજાને પયણી હોત: પણ ભુલ્યા, છાસું કેહ, એ ગુજરી તે દીએ એના માટીએ તારી પાછે કાંઈ કેહવાડેલું તે છું હુતું? તેં એ તે દીએ સુપાવેલું, પણ આજે તો કેહ. તું એવી છું અવડ વાત લાવેલો કે તે બસારીનું દીલજ ભાગી ગયું? ને મારી છાતે એક છુકન બોલી નહી પણ તેજ રાત્રે બસારી સાલી ગઈ ને પસી બીજે દાહડે પુલની હેઠે નદીમાં બસારીની સાડી તરતી આવી. મેં પોતે જોઇ જો! આ! મારી નજરે નજર એ ધનનું તે લુગડું પાણીપર તરતું જોયું! તે આપઘાત કરી મુઇ. તે તો તાપીને તલીયે દટાયલી, પણ જે મુવાના જુલમે તે બસારીને જીવપર કરવાના અંત છુધી ધછડી કાઢી તે પાપીને તાપીમાતા પુસજો! ને મારી એ ભોલી છેટાણીનું વેર તે મુવાં અધમપર લેજો! મા વગરની પોરીરે! મારી મા વગરની પોરી! બસારીનો ઘયડો બાપ તે દીથી રાત ને દા-

હતો રડયા કરતો સે. ને ગુલાબ જેવા બસ્સાંમાં છંયો જીવ બારેલો તેણે અસબુસ જીવપર કરવાથી બસારો બાપ જીવ વગરનાં ઓખાં છગ્ગો ઘેલો બનીને દમકતો ફરતો સે. (અંહી જીવીની નજર ભુલ્યા ઉપર પડેછે જેને તે બેશુદ્ધ થતો અને ગુંગલાતી છાતીએ કઠણ દમ ખેંચતો જુવેછે.) કેમ ભુલ્યા! હાય હાય! વળી છું થીયું! અરે એ તો મરી જતો સે! ઓ ભુલ્યા! દીકરા ભુલ્યા!

**ભુલ્યો**—મેં કે? હુંએ? નહી નહી. મેં મારી લાખી નથી! તું જુઠું બોલેસ! છેટે રુમાલની એંધાણી મોકલેલી! ફીફા ગયો! તે રુમાલ કેણીફા મુકાયલો?

**જીવી**—વળી એ બકારો કરતો સે!

**ભુલ્યો**—અરે છેટ! છેટ! આ તારી એંધાણી! આ તારો રુમાલ! એ પોરીને તારા વાટમાથી કાઢવા હુંએ તુને કહેલું, તુંએ મને રુમાલ એંધાણીમાં આપેલો.

**જીવી**—ભુલ્યા! એ છું બકેસ?

**ભુલ્યો**—એ કરમ મેં કેમ કીધેલું તે હું તને કહું, મારા છેટ. પણ તું હછ ના! મને ધુજરાં સુટેસ ને તું હછેસ! ધને મને ખત નહી આયપું. મેં તેને આસકો મારીને નદીમાં લાખી દીધી. એ પોરીનો જીવ ઘણો સોતત જો! પોરી તો કમર છુધી પાણીપર પાસી આવી. મેં મુડી દાબીને પાસી મહી ડુબાડી. તે ગઇ હને. એ તારે રછતે પાસી આવવાની નથી.

**જીવી**—હાય હાયરે! કેથી ધનને તો આણે મારી લાખી દેખું! ને હવે તેના પાપમાં એબી મરવા છુતો સે! ભુલ્યા! એ છું કીધું! એ ભુલ્યા! મારા દીકરા! બોલ તો ખરો.

**ભુલ્યો**—હું મરી જાવુંસ. મારી કોઇ દવાદારુબી કરતું નથી સે. મને કુતરાને મોતે મરી જતો લાયબોસ.

**જીવી**—નહીરે મારા ભુલ્યા, નહી. હવે છું કરૂં? કોઈ મળે નહી. કોણને તેડી લાવું? કોઇ આવોરે! ઓ કોઈ આવોરે! કોઇનેબી પકડી લાવું! (ગભરાટમાં દોડી જાયછે.)

**એદલ**—(અંદરથી) અરે જીવણાઈ! ઓ જીવીબાઇ!

(એદલ અંકલેશરિયો આવેછે.)

**એદલ**—કોઇ મળે નઇ. જાં જાવું તાં સમસાન. પેલા તેમુલદારૂના જુપડાંમાં ગીઓ તો તે દુખી બુઢ્ઢો પોતાનું દુઃખ રડવા કોણ જાણે કાં ગીઓ! ઇજોખી મયલો નહી. ને વળી ભુલ્યોબી ભુલો પયડો. તેનું ઠેકાણુંજ નઇ મલે. હું બખત્યારજીની અવેલીમાં પેલી શીરીનબાઇને મળવા ગીયો તાંથી મને ધક્કા મારીને બાર કાયડો. મેં બાઇઆઇ પર મારીનો કાગળ લયઓ તે ઉગાડવા વગર મને પાછો મોકયલો. શીરીનના પેસા મને ભરીને વજીફા ઉપરનું મારૂં ગીરવી ખત છોડયવું ને અવે શીરીનનાં લગન બાઇઆઇની ઉતાવલથી જાંગીર સાથ નકી થયાં. પેલી ભોલીજાનના મુવા પછી જાંગીરે લગન જેમતેમ થોબાવવાં પણ દસ દારાથી વધારે એની માએ થોબવા ના પાયડું. અવે જાંગીરના વેઆ નકી થયા ને હું તો રખડતો ફયરા કરૂંછું. (ભુલ્યો ધોરેછે) એ કોણ? કોઈ ગોરેછે. (દીવો લઇને આગળ જાયછે) એ તો ભુલ્યો છે!

**ભુલ્યો**—(ઉંઘમાં) ડાકટરને બોલાવો! ડાકટરને બોલાવો!

**એદલ**—ભુલ્યો અંઈ છે. સંતાયલો છે. બિમ્જાંની તાપથી બકબક કરેછે. કાંઇબી નવું જુનું નીકલી આવે ખરૂં. ઓ! કોઇ આવેછે. અવે તો બેતર કે સંતાઇ જાવું. તમાશો શો થાયછે તે જોવું તો ખરો. (સંતાઈ જાયછે. જીવી તેહમુલદારૂને તેડી લાવેછે.)

**જીવી**—ભુલ્યા! ભુલ્યા! આ વૈદ આવેલા સે, દીકરા.

**ભુલ્યો**—(આંખો ઉઘાડીને) ડાકટર? કેણીફા? એ તો તેહમુલદારૂ સે.

**તેહમુલ**—ભાઈ ભુલ્યા, તું બીહ નોં. શોં થાયછ તે મને કેહ. તારી હકીકત શોંભલીને હું આયોછ. મારી દીકરી તો મુઇછ, પણ તું નહી મરશે. બચ્ચાંની આગળ માબાપે જાવું જોઇયે.

**જીવી**—મરૂંરે મારો બાપો! જીવીનો તું તો જીવ જો મરૂં! મારો દીકરોબી કેવો ઇમાનદાર ને સાસો ને ભલો——

**ભુલ્યો**—ના, ના. જુઠું ના બોલ, જીવી. તેહમુલદારૂ, માફ કરજો. તમારી દીકરીનો હુંએ જીવ લીધોસ. ધનને હુંએ મારી લાએલી.

**તેહમુલ**—હેં! શું! (હેભત ખાઇને.)

**જીવી**—હાય રે! હાય! તે બિસારીએ છો ધનો કાંધેલો?

**ભુલ્યો**—તે મારા જાંહગીર છેટના છુખની વસે આવેલી ને છેટના રછતામાંથી મેં તેને નડતી આઘે કીધી.

**તેહમુલ**—શોં? જોંગીરે મારી દીકરીનો જીવ લેવાનોં તુંને શોંપ્યોથો!

**ભુલ્યો**—હું ઉપર રૂમાલની એંધાણી મોકલી. એટલે કે એ એંધાણી લઈને મારે ધનને ઠેકાણે પાડવી. મેં તે કયરૂં. મેં તેને ત-ત-ત-તાડીના તલિયાંમાં લાખી દીધી. મેંજ તેને——તેણે મને મેલું લગનનું ખત ના પાડેલું——મેંજ તેને——તેને—— (રડેછે.)

**જીવી**—(રડેછે) ભુલ્યા! રે ભુલ્યા! તેં શું કયરૂં!

**તેહમુલ**—અરેરે નમોદ! આ કમબખ્તીને વાશતે હું કેંા જીવતો રહ્યો!

**ભુલ્યો**—મનેબી મારાં પાપની છજા થઈ. જેવું મેં ધનનું ખૂન કયરૂં તેજ ઘડીયે મારૂંબી ખુન થયું.

**તેહમુલ**—ખૂન થયોં? તું તો જીવેછ, ભુલ્યા?

**ભુલ્યો**—ના, હું મવોસ! મને ગોલી લાગીસ. હું મરી જાઉંસ.

**તેહમુલ**—ગોલી લાગી! કેમ લાગી? કાને ગોલી મારી?

**ભુલ્યો**—તે કોણ જાણે? ભગવાનેજ મને છજા કીધી.

**તેહમુલ**—એ બચીત હીજાનોં કોંમ હોશે. મારી ધન ગુજરી ગઈ ત્યારથી એબી કાન જાણે કોં ભરાઈ બેઠોછ. મારી ઉપરનોં આવા ગજબમોં મારો એ ભતરીજો મારી પાશે આયોજ નથી. એણેજ ગોલી મારી હોશે, તેથીજ એ ભરાઈ બેઠો હોશે. જીવી, તુ તારા દીકરાને હવણાં તો શંભાલ. એને ધીરજ આપ. ચાહ કરી પા. જરા શારવાર કર, હું એકદમ જોઉંછ હીજાના જુપડાંમોં. જોઈયે તોંથી કાંઈ વધારે શમાચાર મળેછ? તોંથી ઓય પાછો આંઉછ. (જતાં જતાં) અરે જોંગીર! જોંગીર! મેં તારી આજીજીને બોંહશે મારી દીકરી તુને પરણાવી તેનું આ ફેજ! ઓ ઓદા! ઓ મારી અસરાફ દીકરી ધન! તું કોં જાઈ પડી! (જાયછે.)

**એદલ**—(પછવાડેથી સંતાયલો છુપો આવી.) ભુલ્યાનો એકરાર મેં ઓલિઓલ લખી કાયડો છે. ને અવે બખ્ત્યારજીની બાઈઆઈ, જોવું તું તારા દીકરાને આજે પરણાવાની ખુશાલી કેમ ભોગવેછ! જાંગીર! તેં મને અપમાન કયરૂં તો આજે તારા રંગમાં ભંગ નઈ કરૂં તો મારૂં નામ એદલ અંકલેસરિયો નઈ. (છુપી રીતે સટી જાયછે.)

## પ્રવેશ ૨ જો.

સુરત. બખ્તયારજીની હવેલીનું દિવાનખાનું. બાઈઆઈ, અને બહમન લશકરી લેબાસમાં.

**બાઈઆઈ**—એમ કાંય બહમન ! આવી ખુશાબખ્તીના વખ્તમાં તું અમારૂં મકાન તજી ગયો તો હવે અમારૂં ગરીબ વતન પણ તજી દેવા માંગેછ ?

**બહમન**—બાઈ, મારી રીજમીટ કાલે કુચ કરી જાયછ અને તેની સાથ મને એટલું જલદી જવું પડશે એવી મને વકી નહી હતી.

**બાઈઆઈ**—ત્યારે તો ભાઈ બહમન, તું આજનો દહાડો અંહી રેહ તો મેહરબાની, કે જેથી મારા જાંહગીરનો જરા જીવ વેરાય.

**બહમન**—શીરીનની સંગતમાં જાંહગીરને પુરતું સોહવાઇ જશે.

**બાઈઆઈ**—શીરીન જેવી એક દોલતવાન સાથની પોતાની શાદી જેવા હિગામપર જાંહગીર કાંઈ અણમનિયો બની ગયોછ. આજ દસ દિન થયા તે પોતાની અદરાવલી ઓરતને, વ્હાલી માને—અમો સર્વને દૂરનાં દૂર રાખેછ. લગ્ન તે કાંઈ માઠો બનાવ હોય તેમ તે ગોયા શોક લઇ બેઠોછ. રાતેજ બાહાર નીકલેછ અને તેપી એકલો દિવસે એવો ભરાઈ બેસેછ કે ક્યાં ગયો તેની ખબરજ નહી મળે. એવા વખતમાં, ભાઈ બહમન, તું એની આગળ જોઇયેછે.

**બહમન**—બાઇઆઈ, તમે જાણોછ તો ખરાં કે તે દહાડે શીરીને તમો સર્વનાં દેખતાં મને વગર કારણે અપમાન કીધું ત્યારથી તમારે ત્યાં રેહવું મને કેવું ભારી પડયુંછ. ત્યારથી મને આ આલીશાં મકાનની મેમાનદારી તજી દેવી પડીછ અને આ શેહરખી મને એટલું અકારૂં થઇ પડયુંછ કે આવતી કાલે અંહીથી એકદમ કુચ કરવાનો હુકમ મેં ખુશી સાથ કબુલ રાખ્યો. હું અંહી રહીશ તો શીરીન પણ મને જોઇને ખુશી થવાની નથી.

**બાઇઆઈ**—નહી, નહી. શીરીનને પણ કોઈ રીજવનારા સોબતીની અગત છે. તું અમોને છોડી ગયો, ભાઇ બહમન, અને મારા જાંહગીરને અદરાવાનાં શીરીનને કપડાં પેહરાવ્યાં તે દહાડાથી તે પણ

બદલાઈ ગઈછ. એ આગળના જેવી હસતી બોલતી રહી નથી. એ બલીયલ ને ચીહીરડાઈ થઈ ગઈછે અને બધાં સાથ અમસ્થાં છીંટા શોધેછ.

**શીરીન**—(અંદરથી) મુંગી મર! મને સાંમો જવાબ ના દે.

**બાઈઆઈ**—હે! જોવું કેની? આયા સાથ વઢેછ.

(શીરીન બપકદાર પોશાકમાં આવેછે.)

**શીરીન**—માસીમાય, કાલે વરણીમાં પેહરવા સારૂ તમે મારે વડ આવો શોભિતો પોલકો કરાવ્યો કે? બલ્યોરે! (ફેંકી દેયછે.)

**બાઈઆઈ**—શીરીન! શીરીન!

**બહમન**—મને તમારાં આ મુબારક મકાનમાં પાછો આવેલો જોવાથી તમે દલગીર થયાં હશે, શીરીનબાઇ.

**શીરીન**—નહીજી. તમે આવ્યા તો ભલે આવ્યા.

**બહમન**—(સ્વગત) એ અંદરખાનેથી દુખી છે. મને મુકી દઈને પસ્તાયછ.

**શીરીન**—(સ્વગત) એ કેવો ફીકો પડી ગયોછ! હવે કેવો શરમાયછ.

**બાઈઆઈ**—હું જઈને જેહગીરને અંહી તેડી લાવું. (જાયછે.)

**બહમન**—હું તો બાઇઆઇને છેલી વાર મળવા આવ્યોછ, તેટલાં વગર રજાએ તમારી મુલાકત થઈ ગઈછ તે માફ કરજોજી.

**શીરીન**—ફિકર નહીજી! તમે મને મળવા આવવાનું માન આપો એમ મેં ધાર્યુંજ નથીજી.

**બહમન**—શીરીન, વ્હાલી બેહેન, હું કાલે આ શેહેર છોડી જાઉંછ અને તેથી આ છેલી અરજ કરૂંછ કે બોલ્યું ચાલ્યું માફ કરજે. મારીથી તારૂં કાંઇબી દીલ દુખાયુંછ એમ જ્યારે મેં જાણ્યું ત્યારે મેં એવી શી ચાલ ચલાવી તે પુછવાને પણ હું થોભ્યો નથી અને હું એકદમ તુને દૂર કરી ગયો.

**શીરીન**—હાજી, અને એક બીજીને પણ સાથે દૂર કીધી. તે અને તમે બેહુ સાથેજ ગેબ થયાં.

**બહમન**—બીજી? તે કોણ?

**શીરીન**—હશે કોઈ. મને ના બોલાવો.

**બહમન**—નહી, પણ તુને હું બોલાવવા માગુંછ. શીરીન, અ-પવિત્રાઈનાં કાળાં કલંક સાથ હું તુને છોડી જવા ચાહતો નથી.

**શીરીન**—એ તમારૂં પીંજન તમે આગળ બોલતાતા, બહમનજી શેઠ, ત્યારે હું માનતી હતી, પણ તમે કેવા બેઈમાન દગલબાજ છો તે હવે તો હું શિખીછ.

**બહમન**—શિખીછ? કોણથી?

**શીરીન**—તમારી બૈરીથી.

**બહમન**—મારી બૈરી?

**શીરીન**—પેલી ભોલીજાન. પેલી ખુબસુરત ગોરાણી, જેને રાણીને મારીથી છુપાવવા તેને તેના બાપના ઝુપડાંમાંજ તમે રેહવા દીધી હતી. હવે પતરી ના જા તું, બહમન. એક બેવફાઈમાં બીજું જુઠું ના ઉમેર. તું ના કેહશે તે નહી ચાલશે. હું તે ઓરતને પોતાને મળી આવી હતી અને તેણે પોતાને મોહડે મારી આગળ કબૂલ કીધું હતું.

**બહમન**—શીરીન, જરા ધીરજ રાખ. એ તદ્દન ખોટી વાત છે. કાંઈ ભયંકર ભૂલ છે.

**શીરીન**—ભૂલ તો ખરીજ તો! પણ તે મારી નહી. તારી ભૂલ થઈછે, બહમન, અને કદાચ તું તેને માટે ખરાં દીલથી પ-સ્તાતો હશે.

**બહમન**—ભોલીજાન મારે વાસ્તે કદી એમ કેહ નહી.

**શીરીન**—લાવ તેને મોહડે મોહડું, અને પુછ તેને મારા દેખતાં.

**બહમન**—હું તેને ઓળખું તો ખચીત મોહડે મોહડું મેળવું.

**શીરીન**—તે નહી તો તારા ખારવાને પુછ. તેણેજ મારી આ-ગળ એ વાત પેહલી કહી.

**બહમન**—ખારવો? મારો ખારવો તો કોઈ નથી.

**શીરીન**—હજી જુઠું બોલેછ! વારૂ આ કાગળ વાંચ. (ધનનું આગલું કાગળ બતાવેછે.) એ કાગળ તો ખરૂં કે?

**બહમન**—એ કોણનું છે તે હું કાંઇ જાણતો નથી. મેં એ જોયુંબી નથી.

**શીરીન**—નહીજ જોયું તો! એ તારા ખીસામાંથી પડી ગયું તે તેં નહીજ જોયું. તું જોતે તો વળી એ કાગળ મારા હાથમાં કેમ આવવા દેતે? (જાંહગીર આવેછે. શીરીન ખીસી જાયછે.)

**બહમન**—જાંહગીર, આ કાગળ તારૂં છે વારૂં? એ અક્ષર તું ઓળખેછ?

**જાંહગીર**—(ગભરાઇને) હેં? ઓ! અરરર! (કાગળ સંતાડેછે.)

**બહમન**—(સ્વગત) એ તો કેથી એની મોહકાણ છે અને શીરીન તરફ મને ગણે પડેછ. પણ જો હું ના પાડુંછ તો બિચારો જાંહગીર ફસેછ.

**જાંહગીર**—શું છે, બહમન? કાંઇ શીરીન રીસાયલી છે?

**બહમન**—જાંગલા, મારાથી શીરીનનું દીલ દુખાયુંછ અને હું એટલીજ છેલી અરજ કરવા ઉભોછ કે તે વાત એ વીસરી જાય, ફરીથી તે વિષે બોલે નહી, અને તારી આગળ એ વાત કેહ નહી.

**જાંહગીર**—હું તે જાણવા નહી માગીશ. શીરીન, તારા પ્યારા પીતરાઇની એટલીતી અરજ તું કબુલ નહી રાખશે?

**શીરીન**—હું તે વીસરી જઇશ. બીજું શું?

**બહમન**—મોટી મેહરબાની, અને હવે હું રજા લેઉછ. જાંહગીર, છેલી સલામ. (જાંહગીર સાથ જાયછે.)

**શીરીન**—કાલે મારાં લગ્ન છે. પણ આજથી હું દુખિયારાં કેવી નાસિપાસ છું. જેને હું એક વખત પરણવા ચાહતી હતી તેને મુકી દઇ જેને મેં ચાહેલો નથી તેને મારે પરણવું પડેછ. બહમનને હું ચાહું કે નહી ચાહું પણ એ બીજીનો થયો એટલે હવે હું એની થઇ શકુંજ નહી. કાકાના દીકરાને પરણવા જતાં માસીના દીકરા સાથ પરણી જવાયછ એબી કીસમતના ખેલ. (જાયછે.)

---

## પ્રવેશ ૩ જો.

બાકું. નદીને કિનારે હીજાના ગોફાની બાહાર. સામી પારે સુરત. દૂરથી કામાદોરના ઓવારા ઉપર ભપકાદાર રોશની દેખાયછે. તેહમુલદારૂ લંગડાતો આવેછે.

**તેહમુલ**—ઓ દાદાર! ઓ જમાના! આ જફા મારા ઉપર શા વાશતે ગુજારી! ચાલતોં ચાલતોં મારોં દમ ઘુંટાઇ આયોછ. પણ અંતે હીજાને ઝુપડે આવી પુગો. મારા ગરીબ, વિશ્વાસુ, ઇમાનદાર બાઉજની મીશકીન ભવકુટિ, જેને ઝુપડાંનોં કરતોં ગુફાનોં નોમ

વધારે લાગુ પડતોં આપ્યોછ. એ અંદર હોશે કે? હોવો જોઇયે. બા- રણું અંદરથી બંધ છે (ઠોકેછે) હીજા! હીજા! નહી જુવાબ મળે! (ફરીથી ઠોકેછે) હીજા! ઓ હીજા!

**હીજો**—(અંદરથી) એ કોણ છે!

**તેહમુલ**—હીજા, તું અંદર છે કે?

**હીજો**—(અંદરથી) ના, હું અંદર નથી. હું તો બાહાર ગીયેલો. (હીજો અંદરથી આવેછે) ઓહો તેહમુલ મામા! ઓ મારા બુજરગ બાપા! (તેને ભેટેછે.)

**તેહમુલ**—હીજા! હીજા! તું કાં છે? આટલાં દિવસ થયાં તું કાં છે?

**હીજો**—આ હું! અંહી દેખું તે હું?

**તેહમુલ**—પણ તું મારી પાસે કાંય નહી આયો? આ પહાડ જેવાં મારાં દુઃખમાં તું આવો દીલાશો દેવા આયો, હીજા! અંતે થા- કીને હુંજ તુને શોધતો આયો! તુને શોં હુતોં મારા દીકરા? મને તો લાગોં કે તુને કાંઇબી દુઃખ હોશે! નહી તો તું મને મળ્યા વગર રેહ નહી. ઓ હીજા! (રડેછે.) મારી ધન તો મુઇ, પણ તેની શાથે તેજ દહાડેથી તુંબી મને તજી મારાં ગમનાં જખમમાં એકલો નાખી ગીયો!

**હીજો**—મારા જઇફ મુરબ્બી, તારા બુઢાપામાં તારા બખ્ખમાં દુઃખ લખેલું ઓહે તે કંઇ નીઠવાનું છે? ધીરજ રાખ મારા બા- પા, ને રડવું બંધ કર. કેહ મને ખરૂં, મામા, અતારે, રાતની વેળા તુને આવવાનું કારણ હું પયડું?

**તેહમુલ**—હું તુને કાંઇ અગતની વાત કેહવા આયોછ. તું અંદર ચાલ.

**હજો**—અંહીજ વાત કરોની. અંદર ના જવાહે.

**તેહમુલ**—કાંય?

**હીજો**—અંદર અધારૂં છે. દીવો નથી, ને મારી પાહે દીવાના પૈહા નથી.

**તેહમુલ**—ચેરાગ રોશન કરતોં કેટલી વાર!

**હીજો**—પણ અંદર ગરમી બહુ પડહે.

**તેહમુલ**—હીજા, તું મને ઉડાવેછ! આ ફાટમાંથી મને અંદર ઉજેરડાં જણાયછ. ચાલ, અંદર ચાલ.

**હીજો**—પણ બાયણું બંધ છે, ને કુંચી તો હું માંહી મુકી આવેલો.

**તેહમુલ**—પણ કોંચી બારણાંમાં હોશે તો તોંથી મળશે. કોંચી અંદર રાખીને બાહાર કેમ આવે?

**હીજો**—હું રોજ એમજ કરતો છું. હું બાહાર જાતો તેવારે બાયણાને માહીથી ચાવી દઇ જાતો કે ચાવી ખોહવાય નહી.

**તેહમુલ**—હીજા, હીજા, તુંબી આય વખતે મારો દુશમન થાયોછ! અંદર કોન છે? કાંઇ ગડબડ શોંભલાયછ.

**હીજો**—એ તો ઉંદર બખેડું કરતો છે. (બારણું અફાડીને) ચૂપ રેહ! હાત હુસ!

**તેહમુલ**—વારો હીજા, મને ખરો કેહ! પેલા ભુલ્યાને તેં ગોલી કાંય મારી?

**હીજો**—હેં? હું મુવો! તમને કોણે કહેલું, મામા?

**તેહમુલ**—તેણે પોતેજ.

**હીજો**—ભુલ્યાએજ? તમે તેને મળી આવેલા કે?

**તેહમુલ**—હું પાધરો તેની પાશેથીજ ચાલી આયોછ.

**હીજો**—કેણીકાથી? છેક હેઠલથી?

**તેહમુલ**—હેઠલ! કો? કાનની હેઠલ?

**હીજો**—હેઠલ. આ નદીને તલીયે. ભુલ્યો તો તેણીકા ગબડી મુવેલો. તે તો ભછતે ભરાયલો. એક કુમલા જીવને મારી લાયખા પછી તેનો બીજે કેણીકા ઠાગ લાગે?

**તેહમુલ**—ભુલ્યાએ કુમલાં જીવને મારી નાખ્યાં? તે તેં કેમ જાણયાં?

**હીજો**—તેને ખુન કરતાં મેં નજરો નજર જોયલો.

**તેહમુલ**—રે! મારી દીકરી રે! મારી ધન! વાત તો બધી ખરી પડી.

**હીજો**—પણ તમે એ ચંડાલને કેણીકા મળી આયવા તે કહોની, મામા!

**તેહમુલ**—ભુલ્યો મરી ગયો નથી. પણ દીકરા, તારી બંધુકનાં બારથી તે મરવા શુતોછ.

**હીજો**—જાંહ હુધી મને પાછળથી ખબર મયલી નહી કે એ ખુની ચંડાલ તો એ કંગાલ બારેલો હતો, તાંહ હુધી મેં કોને ગોલી મારેલી તેની મને ખબર નહી હતી. ગોલી મારતી વેલા મેં નહી જાણેલું કે એ તે એ હતો.

**તેહમુલ**— ત્યારે તુને પાછલથી કાને કહ્યોં વારોં! શાચોં કેહજે.

**હીજો**—પાછલથી કોણ કેહ? કોણે? કોણ? તણેજ કહ્યું આહે.

**તેહમુલ**— તે કેમ જોણે? એને તો ખબરભી નથી કે ગોલીનો મારનાર તું હુતો. એ મેંજ અટકલ બાંધેલી ને તુને પુછવા આંહ દોડી આયો. ઓ હીજા! હીજા! તુ મને ઠગેછ! આવાં મારોં દુઃખનાં વખતમાં તુંભી મારો નહી? ઓ હીજા! મારી વ્હાલી દીકરીનાં આનની વાત તુંજ મારાથી છુપાવેછ? અરરર! થઈ ચુકો રે થઈ ચુકો!

**હીજો**—ઓ તેહમુલ મામા! મને માફ કર! મને પુછ રખે? છુપું રાખવાના મેં હોગંદ લીધેલા, નહી તો તમારી આગલ બધું માની દેત. મને માફ કર રે! માફ કર.

**તેહમુલ**—હીજા, તુને મારી દયા નહી લાગતી? અરેરે! દીકરી ધન પર તેની હૈયાતીમાં તારોં કેવો પ્યાર! ને મુવા બાદ તુંજ તેનાં આન છુપાવેછ! હીજા! મારા દીકરા! મારી ગુલેગુલાબ દીકરી વગર તુને એક દહાડો શોહવાતોંતોં નહી, ને તોબી! આજ દશ દિવશ થયાં તાપતીના તલીયોંમાં તેને એકલી ને થંડી રેહવા દેછ!

**ધન**—(અંદરથી) નારે મરૂ ના! મારોં હીજાને કોઈ કેહતોં ના જો!

**તેહમુલ**—એ કાન! હીજા, કાનનો શાદ આવેછ! એ તો મારી ધનનો શાદ છે! (ધન દોડી આવેછે.)

**ધન**—હા, હા. હું ધન છું! હીજાએ ધનને તાપતીને તલીયે પડવા દીધી નથી.

**તેહમુલ**—દીકરી ધન, તું જીવેછ! ઓ! મારી ધનરે!

(બેહુ ભેટેછે.)

**હીજો**—જો ધન જીવતી નહી હોત તો તમે મને જીવતો જોતભી કે? મામા, હજી તમે તમારા ભાણેજને પછાયણો નહી. હું કેહતોથોજ કેની કે જો ધન મારા હાયથી ગયલી તોપણ હું જીવેલો તે ધનને હારૂજ જીવેલો. જો એ તાપીને તલીયે ગઈ હોત તો હુંભી અતારે તેજ તલીયે પડેલો હોત.

**ધન**—ઓ બાપ! મને હીજાએજ જીવાડીછ જો!

**હીજો**—મામા, હવણાં તમે તમારાં દુઃખને રડેલા ટાણે મેં તમોને હછી કાઢેલા, ને તમે મને નાકદર ગણેલો, પણ હું ખુશીમાં હતો તેનું કારણ હોવેલું, ને તે આ તમારી પોરી મુવેલી નહી પણ

જીવતી હતી તેનું કારણ હતું. તમે તેને મુવેલી હમજીને રડતા તારે હું તેને જીવતી હમજીને હછતો.

**ધન**—બાવા, હવે મને કેથાં લઈ જાવો. કેથોં દૂર મુકી આવોં.

**તેહમુલ**—પણ ધન તું ઑહ કાંય રહી? હીજા, તું એને આપણે ઘેર કાંય નહી લાયો?

**હીજો**—એ નહી આવેલી, એણે હંતાઈ રેહવા માગેલું, ને એને બાઈના પ્યારથી મારી આપી બેહન દાખલ મારા ઝુપડાંમાં હંતાડેલી.

**ધન**—હું બીહીને શંતાઈ રહેલી કે રખે તેહોન મને જોય.

**તેહમુલ**—તેહોન કોન? જોગીર? તેની બીહીકથી તું શંતાઈ રહી કે તે તુને જોય તો મારી નખાવે?

**ધન**—મારી નહી નખાવે, બી શંતાઈ રેહવાનું શારૂં.

**તેહમુલ**—એણેજ તારૂં જીવ લેવા ભુખ્યાને મોકલ્યોથો.

**ધન**—કોન જાણે? પણ હું મરી કાંય નહી ગેઈ! આ હીજા! તેં મને શું કોંમ જીવાડી?

**તેહમુલ**—પણ દીકરી, તારૂં શાશારૂં ઘેરમોં શોં ધામધામ ચાલેછ તે તું જોંણેછ કે? જો, પેલી શોંમીપારે મોટી રોશનાઈ કીધેલી, તે જોઇ કે? એ તારૂં શાશારૂં ઘેરની રોશનાઈ જો! કાલ શાંજ પડશે તેટલાંમાં તો તારૂં વર બીજી બૈરીને પરણશે.

**ધન**—મને હીજાએ એ વાત કહેલી ને તેટલાજ વારાતે મેં ઑહ શંતાવા માગેલું.

**તેહમુલ**—એટલે? તેનોં કારણ શોં?

**હીજો**—કારણ એજ કે બેહન ધની હજી પોતાના ધણીને ચાહતી છે ને હજી તેને હુખી કરવા માગતી છે.

**તેહમુલ**—દીકરી, તું તારૂં વરને મળે તો તેબી શુખી થાય ને તુંબી શુખી થાય.

**ધન**—નહીરે બાવા, નહી. મારૂં વરની બૈરી દાખલ હું તેનોં શુખમોં નડુંછ. હું ગોમડિયણ ગોરાણી મારૂં વરને લાયકની વહુ નથી. મારૂં જોંગીરનોં ઘેરબાર, વાડીવજીફા મારા શરખીથી છાજે નહી. મારૂંથી મારૂં શાશુમાય શુખી થવાનોં નથી, કે અખઇ રહ્યોં એ શુખી થવાનોં નથી. મને પણવાથી એ જીભરાયોં દોલત ખોહી બેશેછ, મારૂં પગલોંથી માઢાંનોં માંગતોં પાયમાલ ને ખાખાવરખોં થાયછ. મુઘરે!

હું એવી અવડ વહુની થતી! તેનાં કરતાં મારો જોંગીર શુખી થાય. એ બીજી પોતાને લાયકની બૈયર પરણે, તેને વાસ્તે શાં હું મુ'લી ભલી નહી?

**હીરજો**—પણ તું મરહે કેમ કરીને? હું તને મરવા નહી દેવું!

**ધન**—મરવા નહી દેવો તાં મને શંતાડી નાખોની મને એવી દુર લઈ જાવો કે હું મારો જોંગીરના મારગમાં આઉં નહી. "મારી ધન મુઇ તેથી હું શુખી થયો" એમ મારો જીભરાયો વર જાણે તો તે જેવાં મને બીજું શુખ શાં? મારો વરને મેં શુખી કીધાં એવા શંતોસથી હું મરૂં, એ઼ ઓ! કેવાં શુખ! બાવા, મારો જોંગીરને મારો અકારો નોમ નહી શંભલાય એવોં કોઈ દુર ગોંમ મને લઇ જાવા. મને નોશારી લઈ જાવો!

**તેહમુલ**—ઓ ધન! જેણે તારા જીવપર જાશતી ચલાવી તેનેજ તું ચાહેછ એ કેવો તારો પ્યાર! અરેરે! બધાંજ બૈરાં જો તારાં જેવાં હોય તો શાં થાય?

**ધન**—ઓ! મરૂં રે! ધણીનોં પ્યાર એક વખત મને મળ્યો તે ક્યાંમતનો થયો. તેના ઉપર જોલોંમ આવી પડયો ત્યારે તે શું કરે? મારા ઉપર એનો પ્યાર તેથી તો જીભરાયો પણ્યો. ને હુંજ મારે લીધે એને દુઃખમોં નોખું?

**તેહમુલ**—નહી ત્યારે? તે પાપી જીવથી બીજી શાથ શેલ કરે તારે તું એકલી ઝુરી મરે?

**ધન**—તારે હું એને માથે પડીને તો બેહુ જણાં દુખી થઈશું. હું એની શાથે રહાં તાં શુધી એને નામોંશી લગાડાં. હું માટી વગર એકલી રેહવાશ, પણ ઓ બાપ! તમારો વ્હાલોં છતર મારે માથે કાયમ રેહશે.

**હીરજો**—ને હું તારી મા થઇને રેહવાહ. ધન, હું તારી મા જો! મેં તને આ જીહાનમાં નવો જન્મ દીધેલો.

**તેહમુલ**—એક કોમ કર. હમણાં તો, ધન, આજની રાત તું ઑહજ શંતાયલી રેહ. હું એકદમ જાઉં શુરત, ને જોંગીરને બંગલે જાઈ છોનોમોનો તોંનો રાહધાટ જોઉં. તોં તો ધામધોમ ચાલેછ, નાચ ને રંગ થાયછ, પણ જોંગીરનોં પોતાનોં મન કોં છે તે હું કોઈ રીતે જાણી લેવાશ.

**ધન**—એક શરતે ઓહ રહું. તમે વચન આપો, બાવા, કે હું જીવોછ તે કોઇને જાહેર કરો નહી. હું ઓહ છું તે જીભરાયોં જાંગીર જાણે નહી જે.

**તેહમુલ**—વચન આપુંછ. મનરાની, ગવરાની, કુનરાનીથી શો-ગંદ લઉછ કે તું છુપી રેહવા માગશે તાં શુધી હું તુને બધાંથી છુપી રાખારા. હાલ તું ઘેરમાં જા, મારી મોલીજાન. (બેઠીને જાયછે.)

**ધન**—હીજા, હવે મને પાછી કેદ કર. ને તારાં રોજનાં ધારા પરમાણે બાહારથી ટાળાં દઇને બાહાર પોઢવા જા. હું મરૂરે મારાં બાપ! (જાયછે.)

**હીજો**—(બારણાને બાહારથી ટાલું દેતાં) જા. પોઢ મારા માણક મોતી, તું નચિંત પોઢ. ને હવે હું રોજના રાબેતા પ્રમાણે બાહાર ખાંટાવા જવાહ. હું ઉંઘતો મુવો. આ મારાં હીપનાં કોટલાંમાં મોતી બંધ કરેલું તેની હું આખી રાત ચોકી કરાહ. (જાયછે.)

---

## પ્રવેશ ૪ થો.

સુરત—બખ્ત્યારજીની હવેલીની બાહારનો રસ્તો. હવેલીની અંદર રોશની અને વાજાં તથા રંગરાગનો આવાજ.

**એદલ**—ઇનસપેકટર સાબ, તમે સાઉચેત રેજો, કારણ કે એ પૈસાવાળાં પયડાં તે અપરાધીને કોઈ પણ રસતે નસાડવાની વેતરણ કરશે. દરએક દરવાજાપર ચોકી રાખશો તારેજ એ ખુની નાસતો અટકશે ને તમારા આતમાં આવશે.

**વસંતરામ**—હું ડેપ્યુટી સાહેબની આજ્ઞા પ્રમાણે ચાલીશ.

**એદલ**—સારાં ભાયગે ડીપોટી સાબબી તાંજ સિધાયરા છે. બેરામશા ડીપોટી સાથે મેં અમણાંજ એ ખુન વિષે છુપી વાત કરેલી છે. તેવણ બખ્ત્યારજીની અવેલીમાં જતાં મને કઈ ગયાછે કે જે બાઇની શાક્ષી છે તે બાઇને તમે પકડીને તાં લાવજો ને તેની શાક્ષી સાંભલી પછી એકદમ વારંટપર તેવણ સઈ આપીને ખુનનાં વાંકને સારૂ એ જાંગીરને પકડશે. ઇનસપેકટર સાબ, તમે માજીસટર સાબની સઇને માટે વારંટ તો તેયાર રાયખું છેની?

**વસંતરામ**—વારંટ તૈયાર છે અને લ્યો ઓળી શાક્ષી બ્રોને લઇને સિપાઇઓ આવેછે. (બે સિપાઇઓ જીવીને લઇને આવેછે.)

**જીવી**—હાય! હાય! પણ હુંએ કીધું છું? મારો છો ધનો?

**એદલ**—ઓ જીવનાઈ! તમે કાંઈ કયરૂં નથી. તમે બીઓ ના. એ તો જરા શાક્ષી ગવાઇનું કામ પયડું છે.

**વસંતરામ**—જોની બાઈ, તને કાંઇ પુછીને ભાળ કાઢવી છે માટે તું બેહરામજી ડેપ્યુટી પાસે આવ. તેઓ પુછવું છે તે પુછીને તને સત્વર પાછી વાલશે.

**જીવી**—પણ વસંતરામ, હું કોઈની છાબ્બાડી નથી. હું તો કાંઇ નથી જાણતી સું. ભાઈ, મને જવા દ્યો. મારો પાયરો કેંદો સે ને મને તેની બ્બાટલી આગળથી મવાઓ પકડી લાયવા સે. પણ મેં કોઈનો સોરીબોરી કીધી? ઇનછપેકટર છાબ, મને જવા દ્યો. ઓ એદલ એદલ, આ કાંઈ તારાં કારછતાન છે.

**એદલ**—જો જીવી. પેલી મરનાર બચારી ધન પર તારૂં કેડું એત છે. તેનું બ્બુન થાયલું તે તો તું જાણેછે?

**જીવી**—હઉવે! પણ મારા દીકરાનો વાંક નથી જો.

**એદલ**—નહી. બિચારા ભુલ્યાનો શો વાંક. વાંક તો તેના શેઠ જાંગીરૂ કયરો કે ભુલ્યાને ધનનું બ્બુન કરવા ઉશકેયરો.

**જીવી**—હાજ તો. મારો ભુલ્યો બધું કેહસને? પણ તેને સોડી મેળછો કે?

**એદલ**—અલબતાં. ભુલ્યાને બોલાવશેબી નઈ. તુંજ કેસે તે બસ, ને પછી તુને જાવા દેશે.

(સિપાઇઓ જીવીને લઇને તથા બીજાં સઘળાં જાયછે.)

(હીજો ગાતો ગાતો આવેછે.)

**ભૈરવિ—ગઝલ.**

પૈસા તમામ જગમાં છે વિપત્તીની જડમૂલ,
લોક જરદાર લોભ કરતાં કરશે લાભની ધૂલ. ૧.
દ્રવ્ય ધન ને માલ બ્બજાના રહ્યા કોના ક્યાં?
પૈસાની ઇજત ગઈ પૈસે થઈ જો એક ભૂલ. ૨.
કેળવણી, ઉદ્યોગ, નેકી, નીતિ, ધર્મ શુભ,
એજ શોભા, લાજ, આબરૂ, એ દિપાવે કુલ. ૩.

(ગાતો ગાતો જાયછે.)

## પ્રવેશ ૫ મો.

સુરત. બહમનજીની હવેલીનું આરાસ્તા કરેલું દિવાનખાનું. ભપકાદાર રાચરચીલું. શુંદર રોશની. ઘણાક મેમાનો બેઠાછે અને કણચણીનો નાચ ચાલેછે. શાવક્ષા, બેહરામજી, ધનજીશાહ, કાવસશાહ, વગેરે. બહમન તેમને આવકાર દેયછે તથા બીજી મેનીજ કરેછે. જાંહગીર સુસ્ત છે. ઘણો ખરો વખત બેદિલ થઇ બેશી રેહછે.

### પીલુ—ગજલ.

"મુલ્ક પૂર પેચમે દિલ ઐસા ગિરફતાર હુવા,
છુટના દુસ્વાર હુવા;
બૈઠે બેઠલાએ નયા ઇશ્કકા આજાર હુવા,
મૂફત બિમાર હુવા. ૧.

અપને બેગાનોસે લીઈ તેરે સબબ આંખ ચોરા,
હય એ ઇનસાફકી જા;
હાય! ઇસિ પરભી ના તો મુજસે શરોકાર હુવા,
ઓર એ ઇનકાર હુવા. ૨.

હય સુના મૈને કે છુપછુપકે ચલે જાતે હો,
ઇસકા બાએશ તો કહો;
સચ બતાવો કે એ કીસ્સે નયા પ્યાર હુવા,
કોન દિલદાર હુવા." ૩.

**શ્યાવક્ષા**—ડાપોઠી સાબ, ત્યાં ખુણામાં બેઠા છો તે આમ આવોજી.
**બહમન**—આવો સાહેબ! બેહરામજી શેઠ, અંહી જગ્યા છે.
**કાવસશાહ**—કેમ, ધનજીશાહજી? કાંઇ ખબર અંતર!
**ધનજીશાહ**—ખબરના ગાંસડા ને અંતરના ટોપલા. પણ જોયો કે? સાદી જેવા હિગામપર જાંહગીર પોતે પૂરા મિજાજમાં જણાતો નથી.
**શ્યાવક્ષા**—એ તો વરરાજો થયો કેની તે આજે જરા ભારમાં બેઠોછ.
**કાવસશાહ**—નહી એને કાંઈબી દિલગીરી છે.

**બેહરામજી**—જાંહગીર આજે એક ફાંસી દેવા કાહાડેલા અપરાધી જેવો લાગેછ. (સ્વગત) રખે પેલા એદલે લખી આપેલી જુબાંની ખરી હોય. હું માનતો નથી, પણ તે શાક્ષી લઇને અંહી આવવા કહી ગયોછ.

**ધનજીશાહ**—જાણે કે આખાં સુરત શેહરની છેલછબીલીને પરણવાના સુખથી જાંહગીર બીહિછ. (વસંતરામ આવેછે.)

**બહમન**—ઓહો! આવો વસંતરામ!

**વસંતરામ**—વગર તેડે આવવા માટે ક્ષમા ઇચ્છુંછું, જાંહગીર શેઠ. (જાંહગીર ગુપચુપ નમેછે.) પણ સાહેબ, (બેહરામજીને) આપ સાથ બગાર અતિ અંગત્યનું કામ છે. આવો એદલજી શેઠ.

(એદલ અંકલેસરિયો આવેછે.)

**એદલ**—સાબ મેરબાન, ડીપોટી સાબ! સાબ મેરબાન, જાંગીર ભાઈ.

**જાંહગીર**—(તેના ઉપર ધસારો કરતો) કેમ? શું માગેછ? નીચ! તુને કોણે બોલાવ્યો? વગર તેડે અંહી ધુસવાની તેં કેમ હીમત કીધી?

**એદલ**—(નાસીને) હેં? મારેછ કે? તું મારેછ કે? ખુન કર! મારૂંબી ખુન કર! ડીપોટી સાબ, જોજો હં! હું તો આપની પાસે કામસર આયવો છું.

**બેહરામજી**—(જાંહગીર તથા એદલજીની વચે પડીને) જાંહગીર, સબુર, ભાઇ!

(વસંતરામ અને એદલ બેહરામજી સાથે એક બાજુએ જઈ વાત કરેછે. એદલ એક કાગળ બતાવેછે. વસંતરામ એક બીજું કાગળ બતાવેછે. બેહરામજી ઘણીક પરપુછ સાથ આનાકાની કરેછે અને ઉદાસિન થાયછે તથા સેવટે વસંતરામ અને એદલ બેહરામજીને ઇશારત કરી બાહાર લઇ જાયછે. આ સઘળો વખત નાચ અને ગાયન ચાલુ રેહછે. એક ચાકર આવેછે.)

**ચાકર**—જમવાના હોય તે ચાલો સાહેબો!

(જાંહગીર સિવાએ સઘળાઓ જાયછે.)

**જાંહગીર**—ફીકટ! ફીકટ! હું મારા આ બીજવર લગ્ન ઉપરનો મારો ભય ભરેલો ગભરાટ દાબી શકતો નથી. ધન મરી ગઈ એટલે

મને બીહવાનું કાંઇ નથી, પણ ઓ! તે મનમોહન માહબૂબને ખોહ-વાનો જખમ કદીબી રૂજ વળવાનો નથી. (શીરીન આવેછે.)

**શીરીન**—જાંહગીર! વ્હાલા જાંહગીર! મને કેહ, તું ગમગીન કાંય છે? આજ દસ બાર દહાડા થયા તું ધુંગવાતો ને મુજાતો ફરેછ. પણ આજે તું સહુથી ઉદાસ છે.

**જાંહગીર**—શીરીન, હવે આપણે સુખ દુઃખનાં સાથી થવાનાં છીયે તો હું ધારૂંછ કે તારી આગળ ખરેખરૂં કબુલ કરવાથી મારી ગમખાર છાતીનો ભાર ઘણો ઓછો થશે. બાઠાંમાં તું પેલી ભોલી-જાનને મળી આવીતીની?

**શીરીન**—હા. પેલી બિચારી ધન.

**જાંહગીર**—તે મારી પરણેલી ઓરત હતી.

**શીરીન**—શું? ઓ ખોદા! તે મારી શોખ!

**જાંહગીર**—હા, શીરીન! હું તેને પરણ્યો તેમાં તેનો વાંક નહી હતો. વાંક મારો હતો અને તોપણ શિક્ષા બિચારી તે પામી. તેની સાથ પરણવાની મારી ભુલ મેં જોઈ ત્યારે હું તેના તરફ કઠોરતાથી ચાલ્યો અને તે દુઃખના બળાપામાં તે બિચારીએ આપઘાત કીધો. તે દહાડેથી હું તદન બાવરો ને બેભાણ બની ગયોછ. હું નથી જાગતો કે ઉંઘતો, પણ મારે લીધે ફસેલી તે ગાય જેવી ગરીબની વ્હાલી યાદ મારૂં જીગર કોતરીને કાલજું કરડી આયછ. ઓ શીરીન! તારાં લગ્ન મારૂં એ દુઃખ વિસારી શકશે? (બેહુ ફસડાઈ પડેછે.)

**શીરીન**—અરેરેરે! મેં બિચારા બહમનને એ ભોલીજાન સારૂ ના-હક બદનામ કીધો! (અંદર ગડબડ થાયછે.) અરે! પણ એ શી ગડબડ!

(બાઈઆઈ ગભરાટમાં આવેછે.)

**બાઈઆઈ**—જાંહગીર ક્યાં છે? મારો દીકરો ક્યાં છે?

**જાંહગીર**—માય! કાંય માય?

**શીરીન**—અંહી છે, માય, ને લગ્નના દહાડાને રડીને મોતનાં ઘે-રનું રૂપ આપેછ. પણ માસી, શું છે? તમે ગભરાવોછ કાંય?

**બાઈઆઈ**—જાંહગીર, મારા દીકરા! આપણું શું થશે? તું ન્હાસી જા!

**જાંહગીર**—કાંય? શું છે? (બારણા તરફ જાયછે.)

**બાઇઆઇ**—ત્યાં નહી! ત્યાં નહી! બારણે તો સિપાઇઓ બે-ઠાછ. તું અંદરના ઓરડામાં ભરાઈ જા અને પછી બારીને રસ્તે પે-રની બાહાર નહાસ! પોલીસ તુને પકડવા આવીછ! નહાસ!

**જાંહગીર**—પણ છે શું?

**શીરીન**—પણ એનો વાંક શો?

**બાઇઆઇ**—ખૂન! વાંકબી જેવો તેવો નથી! તારી હોડી ન-દીમાં તૈયાર છે. ત્યાંથી તું દરિયાને રસતે નહમાય તેટલો નહાસ, અને જ્યારે તું સલામત જાયે પુગે ત્યારે મારા ઉપર લખજે.

**જાંહગીર**—ખૂન! કોણનું ખૂન? (ગડબડ અંદર.)

**બાઇઆઇ**—જો! તે લોકો આવ્યા જો! ઓ! હવે હું શું કરીશ? ઓ! વેહા વાજન જેવે ખુશ દહાડે તુને પકડી લઈ જશે તે હું કેમ જોઈ શકીશ! ઓ જાંહગીર! ન્હાસરે મારા દીકરા!

**શીરીન**—પણ એ બેગુનાહ છે, એણે કોઈનું ખૂન કીધું નથી.

**બાઇઆઇ**—પણ બેગુનાહ છે તોબી એ લોકો એને પકડી જવાના. ઓ જો! તેઓ કેટલા બધા છે!

**શીરીન**—પેલો એદલ અંકલેસરિયો ઘણી ધરપચમાં છે.

(અંદર ગડબડ.)

**જાંહગીર**—કાંઈબી એ લુછાનું ટરકટ છે. માતા, હું હીચકારા-પણાથી ન્હાસી જઈ મારાં નિર્દોશપણાને અપરાધનું રૂપ આપવા દેવાનો નથી. આવવા દેવો આપણા મુદઇઓને. તેઓ મારી સાચને શી આંચ લગાડવાના છે!

(એદલ, બેહરામજી, વસંતરામ અને પોલીસના માણસો એક બારણે આવેછે, બહમન તથા કેટલાક મેહ-માનો ગડબડ કરતા બીજે બારણે આવેછે.)

**એદલ**—આવો સાએબો! આ રયો તે ગુનેગાર જાંગીર! આ અંઈ આયવો છે!

**જાંહગીર**—(એદલ ઉપર ઉછલીને તેનો ટોટો પકડેછે) ચંડાલ, ધાઇબોરા! તુને અંહી ધુસી આવવાનું શું કારણ?

**એદલ**—ઓ! માયરેરે! બેરામશા મને મુકાવો.

**બેહરામજી**—જાંહગીર! હું હુકમ કરૂંછ કે એને છોડી દે. નહી તો વગર વાંકે માજીસ્ત્રેટની સત્તાની સામે થવાના અપરાધમાં

આવશે. (જાંહગીર તેને છોડી દેયછે.) પેહલાં મારો ખોલાસો સાંભળ. જણાવવાને મને અતિઅંત દુઃખ પેદા થાયછ, પણ મારા જોખમ ભરેલા ઓધાની પવિત્ર ફરજ મને જાહેર કરવાની જરૂર પાડેછ કે, માય બાઈઆઈ, તમારા દીકરા જાંહગીર સામે એક ભય ભરેલા અપરાધનું તોહમત મુકાયુંછ, અને શાક્ષી સાંભળવા ઉપરથી માજીસ્ટ્રેટ દાખલ એને પકડવાનાં વારંટ ઉપર મારી હમણાજ સહી લેવામાં આવીછ.

**શીરીન**—(જાંહગીરને ગળે વલગીને) નહી બને! એ કદી નહી બને! મારો જાંહગીર અપરાધી નથી!

**બાઈઆઈ**—(ખીજી ગમથી જાંહગીરને બાજીને) કોણ મુવાં પાપીની તાકાત છે કે મારા સપુતની આબરૂને આંગલી વઠીક બતાવી શકે?

**બેહરામજી**—જરા ધીરજ રાખો, મારી માય! જો કે મેં વારંટ આપ્યુંછ તોપણ હું માનુંછ કે આમાં કાંઈ ભૂલ યા કાંઇ ટરકટ છે. પણ તે ખુલું થાય તેટલાં, માયજી, તમે જાંહગીરને મારા તાબામાં આપો અને હું એને પણ ભલામણ કરૂંછ કે એકદમ શરણ આવે.

**જાંહગીર**—પણ મારો ગુનાહ શો તે તો કહો.

**એદલ**—ગુના ગુના શું કયરા કરેછે? તેં ખુન કયરૂં છે, ખુન!

**બેહરામજી**—ચૂપ રેહ એદલ, નહી તો પેહલાં તુને કેદમાં જવું પડશે. જાંહગીર, ભાઠાના રેહવાસી તેહમુલદારૂની દીકરી મનબાઈનું ખુન કરાવવાનો વાંક તારા ઉપર મુકાયલોછે અને તેના શાક્ષી દાખલ તારા ખારવા ભુલ્યાની મરતી વખતની જુબાંની મારી પાસે રજુ થઇછ કે જેણે તેમાં ધનને તાપ્તિમાં ડુબાડીને કરેલું ખુન કબુલ કીધુંછ, અને તે ખુન તારી ઉશ્કેરણીથી કીધુંછ એમ નોંધાયલુંછે.

**ઘણા જણ**—જુઠું! ખોલેખોલ જુઠું!

**જાંહગીર**—ભુલ્યો એ ખુન કરે નહી ને કરે તો તે આમ કબુલ કરે નહી.

**એદલ**—નઈ, નઇ, તેણે કબુલ કયરૂં છે. ડીપોટી સાબ, તમે એની જુબાની વાંચી તો સંભળાવો.

**બેહરામજી**—ચૂપ રેહછ કે નહી? મારી ફરજ હું સમજુંછ. માય બાઈઆઈ, બેહન શીરીન, ભાઇ જાંહગીર, આજના જેવા નેક રોજે, આ શુભ સમે, આવા ખુશ હિગામ ઉપર તમારા રંગમાં ભંગ થાયછ તેથી હું બેહદ દુઃખ પામુંછ. પણ જે હકીકત મને મળીછ

અને જે વારંટ નીકલ્યુંછ તે ઉપરથી જુવાન જાંહગીરને પરહેજ કીધા વગર મારા લાચાર થઇ પડેલા હાથમાં બીજો ઉપાય નથી. બાઇ જાંહગીર તાબે થા.

**એદલ**—તાબે શું થાય! એ નાસી જશે! એને બેડી ઘ...

**બેહરામજી**—જાંહગીર, મને તારો હાથ આપ.

**જાંહગીર**—મારો હાથ મારી બખતાવર માયના હાથમાં, મ... નેકબખ્ત શીરીનના હાથમાં પેહલાં આપુંછ કે તેઓ જુવે કે તે કોઇ... પણ લોહીથી ખરડાયલા નથી.

**ઘણા જણ**—નહી, કદી નહી.

**બાઇઆઇ**—ઓ બેહરામજી! બખત્યારજીના ખાનદાનની ... બુલંદ હવેલીએ આજના સરખો સીતમ કદી સાંખ્યો નથી. આ મેહ... અમારો કીલ્લો છે અને તેમાં ...ખી દોરમાં વઠીક દૂશમનો દાખલ થવાને અશક્ત હતા.

**શીરીન**—હું મારા જાંહગીરને મારા હાથમાંથી આ લુટાર... હાથમાં જવા નથી દેવાની અને જોકે હું એક ઓરત છું પણ ... બાયલા મરદો કરતાં વધારે મારો જીવ આપીને લડીશ.

**બહમન**—ધીરજ રાખ, શીરીન. હમણા તો ધારાને માન આપવું જોઇયે.

**જાંહગીર**—બેહરામજી હું તમારે તાબે છું. ભાઇઓ તમારી (સીપાહીઓ વચે જઇને ઉભો રેહછે) ફરજ બજાવો. મારા હાથને બેડાથી બંધ કરો. (વસંતરામ બેડી નાખેછે.)

**એદલ**—બેડી નાખવી જોઇયે. અવે તું કેમ નાસશે?

**બાઇઆઇ**—ઓ! તારી જીભને કોહવાટના કીડા લાગજો! ને તારી આંખો છેક જડમાંથી અંધાપો જોજો!

**વસંતરામ**—આ ભુલ્યાની જુબાની છે તે વાંચી સંભળાવું.

**બહમન**—પણ તેનો શાક્ષી કોણ છે?

**બેહરામજી**—તે શાક્ષી ઓરતને લઇ આવો.

(સિપાહીઓ જીવીને લઇ આવેછે.)

**વસંતરામ**—(વાંચેછે) "આ જુબાની ભુલ્યો ભગુરિયો ખારવો તેણે મરતી વેળાએ કરેલા એકરારની છે. જુબાની તેણે જીવી ભગુરિયા અને તેહમુલદારૂ તાડીવાલાની સમક્ષ કહેલીછે અને——"

તેહમુલદારૂ—(અંદરથી) મને જાવા દેવો, અરે! તારે તો મને જલદી જાવા દેવો. (તેહમુલદારૂ આવેછે.)

બેહરામજી—ઓ હો! આ બીજો શાક્ષી પણ હાજર છે. વસંતરામ, વાંચો.

વસંતરામ—(વાંચેછે) "હું હેઠલ સહી કરનાર એદલજી અંકલેસરિયાએ શપથ લઇ મારે કાનેકાન સાંભળીને એ જુબાની લખીછે—"

એદલ—ખરૂં કે? જીવીબાઈ, ઓ જીવનાઈ!

જીવી—છું? મને છું પુસેસ? મવા સોર! મવા! તું મારાં ઝુપડાંમાં કદી આયવોજ નથી.

બેહરામજી—વારૂ તમે શું કહોછ, દસતુર! તેહમુલદારૂ, ભુલ્યાએ તમારા દેખતાં કબુલ કીધું કે નહી?

તેહમુલ—કાન જાણે? હું જવાબ દેવાને ના પાડુંછ.

એદલ—જવાબ દેવો પડશે, કાકા! તમારી પોતાની દીકરીનું ખુન મેં પકયડું, તું આજર અતો પણ નામકર કેમ જસે?

તેહમુલ—અકલાતો નોં, એદલ. જવાબ દેવાનો વખત આવશે તોં હું બધો જવાબ દેવાશ. (પાછો જાયછે.)

એદલ—ભુલ્યાએ કબુલ કયરૂં છે કે ભોલીજાન, જાંગીરની પરણી ઓરત હતી, પણ શીરીનબાઇને પણવામાં તે પેલાં લગન આડે આયવાં તેવારે ભુલ્યાએ જાંગીરની રજા લીધી કે એ છોકરીને ઠેકાણે પાડી દેવી કે જેની ઇધાણીમાં જાંગીરે પોતાની નિશાનીવાળો રૂમાલ આયપો.

બાઈઆઇ—ઓ બાદા!

જાંહગીર—સબુર! આ એકરાર એટલી હદ સુધી ખરો છે કે ભુલ્યાએ મારી ધનને સદાની દુર કરવા માગી, પણ એ પાપી માગણી મેં એકદમ ધિક્કારી કાહાડી હતી.

એદલ—તે તો પેલાં, પેલાં. પણ પછી તેંજ તારો રૂમાલ ભુલ્યાને આયપો.

જાંહગીર—હું યજદાનના પોતાના કસમ ખાઉંછ કે મેં એ ઇધાની આપી નથી.

બેહરામજી—જાંહગીર, એ રૂમાલ તારી પાસ છે?

જાંહગીર—નહી. તે ખોહવાયોછ. ધને જીવપર કીધું તે દહાડાથી તે ખોહવાયોછ.

**એદલ**—જોયું! પુરાવો મયલો!

**બાઇઆઇ**—અરે તે તો મેં આપ્યોતો! ઓ મારા સપુત, તે રૂમાલની ઇંધાણી મેં આપીતી ને જો તેમાં હું ગુનેહગાર હોવું તો, ઓ! આ લોખંડી જંજીર એના હાથપરથી કાહાડી મારા હાથને જડી લેવો.

**એદલ**—એબી ઠીક છે. માયને દીકરા બેઉ પકડાય તો વધારે સારૂં.

**જાંહગીર**—પણ માય, તમે ડરોના. તમે મારા રૂમાલની ઇધાની આપી ત્યારે ધન મારી પરણેલી બાયડી છે એમ જાણીને નહી આપી હોય? તેમજ વલી તે કાંઇ મારી ભોલી ધનનું ખુન કરવા આપી નહી હોય?

**બાઇઆઇ**—(સ્વગત) મારા દીકરાના છુટકારાને માટે બધો પાપભાર હું મારે માથે લેવું. (મોટે) મેં શું કામ ઇંધાણી આપી તે વખત આવશે ત્યારે હું કહીશ. (હીજો અચબુચ દોડી આવેછે.)

**હીજો**—અરે આવેલો! તે વખત પાહેજ આવેલો! હઉવે!

**બધાં**—હીજો! તાડીવાલો હીજો!

**હીજો**—હાજી. બધાંને ઘણી ખમા! પણ હું આ તપાહમાં ગવાહી પુરવા આવેલો. ખુન થાયલું ખરૂં, પણ તે ખુન તો હુંએ કરેલું.

**બધાં**—તેં! એ શું બકેછ?

**હીજો**—હઉવે! હુંએ, હુંએ! ભુલ્યાને હુંએ મારેલો. (એદલને) તે ટાણેબી તું આવેલો કે?

**એદલ**—નઇ, કોઇ દારે નઇ.

**હીજો**—ટાણે હું જુબાની આપું તે હાંભલો. ભુલ્યાને હુંએ મારી બંધુક મારેલી, પણ તે ભુલ્યો હતો એમ હુંએ જાણેલું નહી હો! હઉવે! હારૂં થયલું કે એને માયરો, કારણ કે મારા માયરાથી એ બચારો મોટાં પાપમાંથી બચી ગયલો. હઉવે!

**બેહરામજી**—એ શું બકેછ? કાંઇ સમજ નથી પડતી.

**વસંતરામ**—અંહી તો ધનના ખુનની વાત છે.

**હીજો**—ને હું ભુલ્યાના ખુનની વાત કેહતો છું.

**વસંતરામ**—ભુલ્યો કાંઇ માર્યો ગયો નથી. તે જીવેછે. તેને ગોલી લાગી નથી, પણ અમસ્થો ધસારો લાગ્યોછે. તે મરણાંતે પડયો છે પણ બંદુકના કરતાં હેબતથી મરતો પડયોછે.

**બેહરામજી**—હીજા, એ બે વચે શો સંબંધ?

હીજો—તો નહી હોય? ભુલ્યો ધનનું ખૂન કરવા ગયલો તે મ્હા પાપ, ખરૂં કે?

ઘણા—હા હા. પછી?

હીજો—ટાણે ભુલ્યાનું ખૂન કરીને તે પાપને હુંએ અટકાવેલું! હવે!

બેહરામજી—પણ તે તો જીવેછ.

હીજો—તે મવેલો કે જીવેલો તે હું જાણું? પણ મેં તો તેનું ખૂન કયરૂં.

બેહરામજી—પણ તેથી શું થયું?

હીજો—હં હં હં હં! મારા ભાઈ તમે તો મોટા હુશેલા થઈને હમજતાજ છો નથી. જોવની ડીપોટી હાબ, મેં એ ભુલ્યાનું ખૂન કીધેલું તેથી ભુલ્યાએ ધનનું ખૂન નહી કીધેલું.

ઘણા જણ—નહી?

બેહરામજી—ત્યારે શું ધન જીવતી છે?

હીજો—હાજ તો. ને જુવો પેલો તેનો હાયથી આતે.

ધન—(અંદરથી) ઓ હું મરૂંરે! ખશોરે! ઓ હું મરૂંરે!

(તેહમુલદાર ધનને લઇ આવેછે.)

બધાં—ધન! બોલીજાન!

હીજો—એજ બોલીજાન! હસ્તક પોતે!

જાંહગીર—મારી ધન! મારા જાન! મારા આરામ! (બેટેછે.)

ધન—ઓ હું મરૂંરે! મારો ધણી! પણ જાંગીર, આય શોં? એ આ લગનની પેહરોંમણીમાં લોઢાંની બોંગડી! કાન મુવેએ પેહરાવી? કાહડોરે! જીભરાયોંનાં હાથમોંથી એ પાપની તોક કાહડોરે!

(બેહરામજીની ઇસારતથી સિપાહીઓ બેડી કાહાડેછે.)

એદલ—(સ્વગત) ઓતજા! ખૂન તો નથી કયરૂં, બચ્યા એદલ! નાસ અહીંથી. તું ફસશે! (નહાસ્વા જાયછે.)

બહમન—
શીરીન—
પેલો એદલ નહાસેછ. પકડો! પકડો!

બેહરામજી—પકડો એ અંકલેસરિયાને, અને કેદ કરો એજ બેડીથી એ લુછાને! (સિપાહીઓ એદલને બેડી ડોકેછે.)

એદલ—ઓ માયરો! મને માયરો! ઓ બેરામશા! મારો શો ગુનો!

**બેહેરામજી**—તેં આવા આબરૂદાર કુટુંબમાં આવા શુભ દિવસે પોલીસને ખોટી ખબર આપી, ને તેમની ખુશવખતીનો ભંગ કીધો.

**એદલ**—પણ હું જુઠું બોયલો નથી, બેરામશા. ઓ ! ડીપોટી સાબ !

**બેહેરામજી**—ચુપ ! તારો વખત આવેછ. સિપાઇઓ, લઈ જાવો, એને ચોકીમાં નાખો. (સિપાઇઓ એદલને લઈ જાયછે.)

**ધન**—જાંગીર, જીભરાયોં, તમે પેલાં ખત માંગયોતો તે લેવો આય ! (પોતાના ખિસામાંથી આપેછે.) ફાડી નાંખો. આજ પછી હું તમારી બૈયર નથી. મને કાહાડી મેલો. અબ્બઇ થઇને રેહો ને ઘણાં વરસ સુખ જોવો !

**જાંહગીર**—ધન ! તારા વગર મને એક ઘડીનું સુખ નથી.

**ધન**—નહીરે મરૂ ! હું તો મરી નહી ગેઈ તોબી શંતાઈ રહી કે તમે શીરીન સાથ પરણો. પણ તમારી ઉપર ઓનનો વાંક શાંભલીને હું તો તે ખોટો પાડવા આવી. તમોરાં વેહા વાજનમો અડચણ કરવા હું આવી નથી જો મરૂં !

**બાઇઆઇ**—ધન ! મારી પનોતી વહુ ! મારી ભાગવાન દીકરી ! મને ભેટ !

**શીરીન**—ને મનેબી ભેટ !

**ધન**—અરે વાયરે ! મારાં મેલાં લુગડાંથી તમોરી લાહેની ને શીલીકની શાડી મેલી થશે ! બીશો રે બીશો !

**બાઇઆઇ**—ધન, જો મારા જાંહગીરે તુને જરાબી દુખી કીધી હોય તો તે મારી મુર્ખાઈ ભરેલી મગરૂરીને લીધે હતું. હું મારાં કૂલ અને બુનિયાદના અભિમાનમાં મરી રહેલી હતી. પણ વ્હાલી વહુ, તુને હું માન સાથ ચાહુંછ અને મગરૂરી સાથ કબૂલ રાખુંછ. માફ કર, ધન, તારી સાસુને માફ કર !

**ધન**—ઓ હું મરૂંરે ! મારાં માય !

**જાંહગીર**—ને મનેબી માફ કર, ધન !

**ધન**—ઓ હું ઓવરાઈ જાઉંરે મારાં ધણી, તમોપરથી બધી. મરૂંરે ! મારી નોશાકરી બોલી મોંમાંથી જાતીજ નથી.

**જાંહગીર**—ને ખોદા કરે ને તે કદી નહી જાય, ધન.

**ધન**—પણ મોટાં ઘેરમાં મારીથી તમોને શરમ લાગ્યા કરશે જો, જીભરાયોં !

**બાઈઆઈ**—કદી નહી, મારી દીકરી! મારા મોટાં ઘેરમાં તારા સરખી વહુ મોટાંમાં મોટાં ખાનદાનમાંથીબી ક્યાં મળવાની છે? હું દાદાર હોરમજના શુકર ગુજારૂંછ કે ગરીબોનાં ઝૂપડાંમાં તે સાહેબે આવાં નાદર નંગની નામીચી નવાજેશ કીધીછ કે જેની મોટાંના મેહલમાં નવાઈ છે અને જેથી મોટાંના ખાનદાનની શોભા છે.

**ધન**—મેં સુધરેલી થવાનો ઘણોબી ફાંફાં માર્યાં; પણ કાન અરે! ક-ક-ક-કો-કોં-કા-કાન જાણે——

**જાંહગીર**—તું બોલ. ફિકર ના કર. ફિકર ના કર. ભોલીજાન, તારા નોસાકરા "કાન"જ વધારે મીઠા લાગેછ, ને સુધરેલીઓના બનાવી કાહાડેલા ડોલ દમામ કરતાં તારી ખુદરતી સાદાઈમાં તારી ગામડાંની ખુબીઓ વધારે દીપેછ.

**તેહમુલ**—ધન, મોટે ઘેરની મોટાઈઓમાં તું એક જનને વીસરી નહી જાશે, કે જેણે તારાં દુખમાં તારી બોરદ્દ કધી મેળી નથી જો.

**ધન**—ઓ મરૂરે મારાં બાપ! તમારો બદલો તે કેમ વાલાશ!

**તેહમુલ**—હું મારી વાત નથી કરતો, દીકરી. જો પેલા તારો ગરીબ પણ બાહાદુર હીજો! તે તારાં શુખનો રાહનુમાય ફરેશતો છે.

**હીજો**—હાય હાય! મને હું દાલ દોધીમાં લાઓ! મરવા દોની હીજાને.

**ધન**—હીજા, તું મારાં ખરાં તારનાર જો મરૂં! જાંગીર, એ તમારાં ફુવણ શાશુનો દીકરો! એણે મને નદીમાંથી જીવાડી જો! હીજા, લે મારો હાથ!

**હીજો**—તારો હાથ તારા વરને મુબારક. (જાંહગીરના હાથમાં તેનો હાથ મુકેછે.) જાંહગીર, આ ખરો ગુલાબ, આ નાજુક પાંડદી તારા હાથમાં મુકતો છું. એને જતનથી વાવડહે તો એના પરતાપથી તું છુખી થાહે.

**શીરીન**—અને હું પણ જાંહગીર તારી ધન તારે સ્વાધીન કરતાં તુને મુબારકબાદી આપુંછ. ધન, તારા વર સાથ મારાં લગ્ન થનાર હતાં, પણ તે પાપનું કામ તું ભાયગવાન જીવતી આવવાથી અટકયુંછ અને સર્વના હકમાં થતું નરસું બખ્યારજીને ત્યાં તું બખતાવરની પધરામણીથી બદલાઈને સારૂં થયુંછ. જાંહગીર, હું જ્યારે ધનને મળી આવી ત્યારે મારા બહમનની બૈયર લેખે તેને મુબારક ગણી, તો તારી મા-

હખૂબ લેખે તે વધારે મુબારક ગણુંછ. કાંકે એ તારી મોહરદાર માલમ પડવાથી મારા બહમનપરનો બહ્રો ઓટો પડયોછ અને બહમન હું તારી માગી ચાહુંછ.

**બહમન**—શરો ચશ્મથી મારે કબુલ છે.

**બાઇઆઇ**—ત્યારે આજની ખુશાલીનો છેરો ખુશાલીમાંજ આવશે. મારી શીરીનનાં લગનની મિજલશ કાલે શીરીનનાંજ લગનમાં પુરી થશે અને આટલાં દોસ્તો જે મુબારક અવશરને માન આપેછ તેજ પાર પડશે.

**જાંહગીર**—મારાં લગનની મિજલશ બહમનનાં લગનમાં બદલાશે, પણ ધન મારાં તારી સાથનાં લગ્ન થયાં ત્યારે છુપાં થવાથી આ લગ્નની ધામધૂમ તે ગોયા મારાં ને તારાં લગ્નની જાહેર ધામધૂમજ લેખાશે——

**ધન**—તારે હવે હું જાવાની નહી કે? મારાં માય શાશુ ને જાંગલા સાથે અંહીંજ રેહવાશ? અને ધનનું ધાન જળવાયાથી હુંજ તે ખરી શુખી થવાશ——

**બધાં સાથે**—ભોલીજાન! ખરેજ ભોલી! ને ખરેજ સર્વની જાન!

(પડદો પડેછે.)

